'નેચરોપથી' અથવા કુદરતી રોગોપચાર ગ્રંથમાળા.

ઔષધ કિંવા શસ્ત્રપ્રયોગ સિવાય રોગ મટાડવાનું

# નવીન ઉપચારશાસ્ત્ર

અને

# વ્યાધિ માત્રના એકત્વ વિષેનો સિદ્ધાંત.

—અનુવાદક—

ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ કંથારીઆકર,

ઈ. એમ. ઈ., એન. ડી., (ન્યુયૉર્ક).

અમેરિકન કૉલેજ ઑફ નેચરોપથીના ગ્રેજ્યુએટ; મેમ્બર ઑફ ધી નેચરોપેથીક એસોસીએશન ઑફ અમેરિકા; ઑફીશીયલ જનરલ સેક્રેટરી ઑફ ધી ઇંડીયન સોસાયટી ઑફ નેચરોપાથ્સ; "નવજીવનાલય" આરોગ્ય મંદિરના માલિક; "ક્ષયરોગ", "તમાકુનું દુર્વ્યસન", "મનુષ્યનો કુદરતી ખોરાક કયો છે?", "આરોગ્ય સાચવવાના ઉપાય" નામનો ગુ૦ વ૦ સોસાયટીનો ઇનામી નિબંધ લખનાર; આખા હિંદુસ્તાનની હરિફાઈમાં "એડવાન્ટેજીસ ઑફ વેજીટેરિયન ડાયેટ" નામના નિબંધ માટે ઇનામ મેળવનાર ઇત્યાદિ, ઇત્યાદિ. અમદાવાદ.

પ્રસિદ્ધ કર્તા,

ભોગીલાલ ત્રિકમલાલ વકીલ.

મુ. વિસનગર.

આવૃત્તિ પહેલી. ઈ. સ. ૧૯૧૬. પ્રત ૫૦૦.

અમદાવાદ.

ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ. ૧-૦-૦.

# ઉપોદ્‌ઘાત.

પ્રસ્તુત પુસ્તક ગુજરાતી ભાષામાં એક અગત્યનો ઉમેરો કરે છે. આજ વિષય ઉપર પૂર્વે અન્ય સજ્જનો તરફથી પ્રયત્નો થયેલા જે માટે તેમને ધન્યવાદ ઘટે છે, પરંતુ કાંતો તે પુસ્તકો ટુંકા સારરૂપ ઘણાં નાનાં હતાં, અગર તો દેશી વિદેશી વૈદકના જ્ઞાન વગરનાઓથી ભાષાન્તર કરાયલાં હતાં, તેમજ પોતે જે લખતા હતા તેના લાંબા જાતી અનુભવ વગરની માત્ર શ્રદ્ધાથી પ્રેરાઇ પ્રસિદ્ધ થયેલાં હતાં, વગેરે વગેરે કારણોને લીધે એક સારા અનુભવી અને દેશી ઇંગ્રેજી વૈદકના જાણકારને હાથે ગુજરાતી અનુવાદ રૂપે આ પુસ્તક ઘટતા ફેરફાર સહિત અને આ દેશમાંના દરદીઓ વિષેના અનુભવના ઉમેરા સાથે બહાર પાડવાની અતિ આવશ્યકતા હતી જે આ પુસ્તકથી પુરી પડશે એવી આશાથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

જેમ પૃથ્વીની સપાટીનો પોણો ભાગ પાણીથી ઢંકાયલો છે તેવીજ રીતે મનુષ્યના શરીરનો ૭૫ થી ૮૦ ટકા ભાગ પાણીનો બનેલો હોય છે. મનુષ્ય શરીર અતિ સૂક્ષ્મ સૂક્ષ્મ જીવબિંદુઓનો એક સુવ્યવસ્થિત સમુહ છે, જેમાંનો દરેક અણુ જળચર પ્રાણીઓની માફક પાણીમાંજ જીવન ગાળે છે. પાણી વગર જેમ માછલી જીવી શકતી નથી તેમ આપણા શરીરનાં અણુઓ પણ પાણી વિના જીવી શકે નહિ. આપણા શરીરનાં પ્રત્યેક અણુ પાણીમાંજ જન્મે છે, પાણીમાંજ પોતાનો જીવન વ્યવહાર ચલાવે છે, અને પાણીમાંજ વિલય પામે છે. શરીરના વિવિધ રસો અને પોષક દ્રવ્યો પાણીની મારફતજ સર્વે ભાગને પહોંચે છે. આપણાં શરીર તંદુરસ્ત અને જીવતાં રહેવા માટે રાત્રિ દિવસ અમુક પ્રમાણમાં ( ૯૮.૬ ડીગ્રી ફેરનહીટ ) ગરમ રહ્યાજ કરવાં જોઇએ. આ ગરમી પણ લોહીના ફરવાથીજ જળવાઇ રહે છે, અને પાણીનું પ્રમાણ લોહીમાં બરાબર હોય ત્યારેજ સ્ફુર્તિથી લોહી શરીરમાં ફરી શકે છે. શરીરમાં ઠેર ઠેર ઠરેલા-એકઠા થયેલા કચરાને ઓગાળી કે પોચો કરી કચરો કાઢી નાંખનાર મલોત્સર્ગક અવયવો તરફ તેમને ખેંચી જઇ શરીરને અંદરથી તેમજ બહારથી શુદ્ધ કરવાનું કામ પણ પાણીજ કરે છે, માટેજ મહારાજ મનુ ભગવાન પણ કહે છે કે:-**अद्भीर्गात्राणि शुध्यंति मनः सत्येन शुध्यति।** " શરીર જળ વડે શુદ્ધ થાય છે, અને મન સત્ય વડે પવિત્ર બને છે. " જ્યાં મલીનતા ત્યાં રોગ, અને જ્યાં ચોકખાઇ કે પવિત્રતા ત્યાં આરોગ્ય અને આનંદ હોય છે, એ સર્વેથી સ્વીકારાયલો સિદ્ધાંત હોવાથી, તથા શરીરને અંદર બહાર નિર્મલ રાખવાનું સર્વોત્તમ સાધન જળ હોવાનું પૂર્વ તેમજ વર્તમાન કાળના અગ્રગણ્ય વિદ્વાનો સ્વીકારતા હોવાથી, આરોગ્યનાં પ્રાપ્તિ, પાલન અને વૃદ્ધિનું સર્વોત્તમ સાધન પાણીજ છે એમ સિદ્ધ થાય છે. આ બાબતમાં વેદકાળના આપણા ઋષિ પૂર્વજોનાં લખેલાં થોડાંજ પ્રમાણો અત્રે આપવાં ઠીક થઇ પડશે. શ્રી ઋગ્વેદ સંહિતામાંથી થોડીક ઋચાઓ નીચે આપીએ છીએ:—

**अप्स्वं? तरमृतमप्सु भेषजमपामुत प्रशस्तये । देवा भवत वाजिनः ॥ १९ ॥**

**अप्सु मे सोमो अब्रवीदंतर्विश्वानि भेषजा ।**

**अग्निं च विश्वशं भुवमापश्च विश्वभेषजीः ॥ २० ॥**

**अपः पृणीत भेषजं वरूथं तन्वे३ मम । ज्योक् च सूर्यं दृशे ॥ २१ ॥**

**इदमापः प्र वहत यत्किं च दुरितं मयि ।**
**यद्वाहमभिदुद्रोह यद्वा शेप उतानृतं ॥ २२ ॥**

**ऋग्वेद मंडल १ सूक्त २३ ऋचा १९–२२.**

**ભાવાર્થ:**—"જળમાં અમૃત રહેલું છે, અને તેજ પ્રમાણે જળમાં ઔષધિઓ પણ સમાયલી છે. માટે હે દેવાદિક દિવ્ય આત્માઓ ! તમે તે જળની પ્રશંસા કરવા માટે ઉત્સાહયુક્ત તત્પર રહો. (૧૯) પાણીની અંદર સર્વ ઔષધો સમાયલાં છે. તેજ પ્રમાણે સર્વ સ્થળે સુખકર એવો અગ્નિ જળને ઠેકાણે છે અને જળના સર્વ વ્યાપારજ વિશ્વને સુખકર છે એમ સોમદેવ મને કહેતા હતા. (૨૦) હે ઉદક જળદેવતા ! મારા શરીર સંરક્ષણાર્થે રોગનિવારક સાધનો પુરાં પાડો કે જેથી હું ચિરકાળ સૂર્યદર્શન કરવા સમર્થ થાઉં અર્થાત દીર્ઘાયુષી બનુ. (૨૧) હે ઉદક ! જે કાંઈ અજ્ઞાનજન્ય કિલ્બિષ મારામાં હોય, અથવા જાણી જોઈને મેં કોઈનો દ્રોહ કર્યો હોય કિંવા સજ્જનોની નિંદા અથવા અનૃત–અસત્ય ભાષણ કર્યું હોય તો તે સર્વ પાતકસમૂહ મારી પાસેથી દૂર કરો. (૨૨)"

**आपो हि ष्ठा मयोभुवस्तान ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ १ ॥**
**यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशती रिव मातरः ॥ २ ॥**
**तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ ३ ॥**
**शं नो देवीरभिष्टय आपो भवंतु पीतये । शं योरभि स्रवंतु नः ॥ ४ ॥**
**ईशाना वार्याणां क्षयंतीश्चर्षणीना । आपो याचामि भेषजं ॥ ५ ॥**

**ऋ. मंडल १० सूक्त ९ ऋचा १–५.**

**ભાવાર્થ:**—"હે પાણી, તું સુખનું મૂળ છે. માટે અન્નપ્રાપ્તિને માટે અમને યોગ્ય અને શક્તિવાન બનાવ. તેમજ ઉત્તમ પ્રકારના જ્ઞાનને મેળવવા માટે પણ લાયક કર. જેમ માતા પોતાના બાળકને સ્તનપાન કરાવી સુખી કરે છે, તેમ પાણી મનુષ્યને પુષ્ટ કરે છે. (૧) હે ઉદક ! તમારો જે કલ્યાણકારક અને સુખદાયક એવો આ લોકમાં રસ છે તે સેવન કરવા માટે અમને આપો. જેમ માતા પોતાના બાળકને સ્તનરસ (ધાવણ) પીવા માટે આપે છે તેવી રીતે. (૨) હે જળ ! જે પાપ–રોગના નાશ માટે તમે આનંદથી તત્પર રહો છો તે પાપ–રોગના નાશ માટે અમે સત્વર તમારૂં શરણ સ્વીકારીએ છીએ. હે ઉદક, અને અમને પુત્રપુત્રાદિકની ઉત્પત્તિ વડે જનસેવા કરવાના કાર્યમાં પ્રેરો. (૩) **આ જળ અમને સુખકર અને વ્યાધિહર છે. તેમજ રોગને થતા અટકાવનાર પણ છે. થયેલા રોગોનું શમન કરવાનો, વ્યાધિને થતાજ અટકાવવાનો અને મનુષ્યને સુખી કરવાના ગુણ પાણીમાં છે.** (૪) સાલી, સાતુ ઈત્યાદિ ધાન્ય પેદા કરનાર તથા મનુષ્યોની વસ્તી વધારનાર એવું જે જળ તે ઔષધજ છે, જે યથાયોગ્ય રીતે મને મળતું રહે એવી હું પ્રાર્થના કરૂં છું (૫).

પાશ્ચાત્ય દાક્તરી કે તબીબી વિદ્યાના પિતા ("Father of Medicine") તરીકે ગણાતા, અને ઇસ્વીસન પૂર્વે આશરે ૪૬૦ ની સાલમાં જન્મેલા, મહાન ભિષગાચાર્ય **હિપ્પોક્રેટીસ** ( Hippocrates ) એમણે શરીરની સાજી તેમજ રોગી હાલતમાં પાણીના ઉપચારોથી થતા લાભો વિષે બહુ લખ્યું છે. તેઓ ખુલ્લી રીતે જણાવે છે કે "ન્યુમોનિયા" અથવા ફેફસાંના વરમ અને ત્રિદોષ સન્નિપાત જેવા રોગોમાં પાણીનો શરીરની અંદર અને

બહાર બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી પાંસળીઓમાં અને શરીરની બાજુઓમાં આવતું શળ મંદ પડે છે, છાતી અને વાંસાનો દુઃખાવો કમી થાય છે, કફ પાકીને બહાર નિકળે છે, શ્વાસલેવા મૂકવાની ક્રિયા સરળ થાય છે, અને અશક્તિ ઓછી થાય છે. લાલ સુજેલા દુઃખતા શરીરના સાંધાઓ ઉપર, સંધીવાત અને નજલાનાં દરદોમાં, તાણ અને આંચકી વખતે, તેમજ હાડકુ ખસી કે ઉતરી જવાથી, અગર ભાગી જવાથી બહુ વેદના થતી હોય ત્યારે દરદવાળા ભાગ પર ઠંડા પાણીની ધાર આરામ જણાતાં સુધી કરવાની સલાહ મહાન તબીબ **હિપ્પોક્રેટીસ** આપે છે.

**ગેલેન** નામનો મહાન તબીબ જેણે રોમના પ્રખ્યાત શહેનશાહ **માર્કસ ઑરેલીયસ** અને તેના લશ્કરનું ઈ. સ. ૧૬૯ માં મહામારીમાંથી રક્ષણ કર્યું હતું, અને પોતાના સમયનો જે મોટામાં મોટો શારીરશાસ્ત્રી ( Anatomist ) ગણાય છે, તે પોતાના સર્વે ઉપચારોમાં પાણીને ઉંચામાં ઉંચુ સ્થાન આપે છે. તે લંબાણ વિવેચનથી જણાવે છે કે, ટાઢું પાણી રક્તસ્રાવને બંધ કરે છે, અને બંધકોશ મટાડે છે, સખત સતત જ્વરની ગરમી ઓછી કરી તેનો આખરે નાશ કરે છે, ગરમ અને ઠંડા પાણીનાં વારાફરતી સ્નાન કરવાથી અને તેવાજ પાણીનો પીવામાં ઉપયોગ કરવાથી કૉલેરા, આંખનો ઝામર, અને મેદવૃદ્ધિ મટે છે.

**સેલ્સસ** ( Celsus ) નામનો મહાન તબીબ ગ્રંથકાર જે **શહેનશાહ ઑગસ્ટસ** અને **ટાઇબેરિયસના** વખતમાં થઇ ગયો અને જેણે "ડી મેડિસિના" નામનો મોટો વૈદક ગ્રંથ આઠ ભાગમાં લખ્યો છે, તે માથાનાં દરદોમાં ગરમીથી પરસેવો લાવીને પછી તાઢા પાણીથી સ્નાન કરવાની તથા માથા પર ટાઢું પાણી ખાસ વધારે પ્રમાણમાં રેડવાની ભલામણ કરે છે. અર્શ અથવા મસા, હીસ્ટીરીયા, હડકવાનાં દરદો, તેમજ મૂત્રપિંડના વ્યાધિઓમાં પાણીના ઉપચારોની અકસીરતા તે વર્ણવે છે.

**એસ્કલેપિએડીસ** નામનો પ્રખ્યાત તબીબ જેણે મહાન શહેનશાહ **પૉમ્પીના** વખતમાં ક્રિસ્તીસન પૂર્વે એક સૈકા પહેલાં રોમ શહેરમાં ડૉક્ટર તરીકે કીર્તિ મેળવી હતી તે વરસાદની માફક પાણીનો ફુવારો દરદીના શરીર પર છોડી તેવા સ્નાનથી ઘણાં દરદો મટાડતો હતો. સ્વપ્નમાં ધાતુપાત થવાના રોગમાં અને ખાટા ઓડકાર આવવાના વ્યાધિમાં ટાઢું પાણી ખૂબ પીવાની તથા સ્નાન કરવામાં વાપરવાની તે ભલામણ કરે છે.

**બુ-અલી-સીના** જેને ખ્રીસ્તી લોકો **અવીસેના** એ નામથી ઓળખે છે તે મોટામાં મોટો અરબ્બી હકીમ ઇ. સ. ૯૮૦ માં **બોખારા** શહેરમાં જન્મ્યો હતો. સુલ્તાનના શાહજાદાને તેણે સાજો કરી વઝીરપદ મેળવ્યું હતું. હકીમી વિદ્યા વિષે તેણે મોટા મોટા ગ્રંથો લખ્યા છે જેમાંનો "કાનૂન" નામનો ગ્રંથ પાંચ ભાગમાં છે. આ ગ્રંથ એટલો બધો સારો છે કે જેથી યુરોપની સર્વે મુખ્ય તબીબી પાઠશાળાઓમાં તે ઘણાક જમાનાઓ સુધી ખાસ અભ્યાસના પુસ્તક તરીકે વપરાતો હતો; "શેઇખ રઇસ" એટલે હકીમોના રાજાનો ઇલકાબ મેળવનાર આ મહાન તબીબ શ્વાસ અથવા દમ અને જળોદરમાં પાણીના ઉપચારો બહુજ અકસીર રીતે લાભ આપે છે એમ તે ભાર મૂકીને જણાવે છે.

**હોફમેન** નામનો મહાન તબીબ જે ઇ. સ. ૧૬૬૦ માં જન્મ્યો હતો, અને પ્રુશીયામાં આવેલ હાલે ( Halle ) યુનીવર્સિટીમાં તબીબી પ્રોફેસર તરીકે ઘણાં વર્ષ સુધી જેણે કામ કર્યું હતું અને કેટલાક વૈદકીય ગ્રંથો લખ્યા છે તે નીચે પ્રમાણે લખે છેઃ—
"We assert that water is a remedy suited to all persons, at all times; that there is no better preservative from distempers;

that it is assuredly serviceable both in acute and chronic diseases; and, lastly, that its use *answers to all indications*, both of preservation and cure. **ભાવાર્થ:**—અમે ભાર મૂકીને જણાવીએ છીએ કે સર્વ સમયે અને સર્વ મનુષ્યોને માફક આવે એવો ઉપાય તે પાણી છે; રોગોમાંથી રક્ષણ કરનાર તેના કરતાં વધારે સારી કોઈ માત્રા નથી; આગંતુક તીવ્ર રોગો તેમજ જીર્ણ વ્યાધિઓમાં પાણી ખાત્રીપૂર્વક લાભદાયક નિવડે છે; અને છેવટે ખાસ ભાર મૂકીને જણાવીએ છીએ કે આરોગ્યસંરક્ષણ તેમજ વ્યાધિનિવારણ એ બન્ને માટેની દરેક જરૂરીયાતો પાણીના ઉપચારોથી પુરી પડે છે."

**બોઅરહાવ** (Herman Boerhaave) નામનો જગવિખ્યાત તબીબ જે ઈ. સ. ૧૬૬૮ માં જન્મ્યો હતો અને જે પોતાના જમાનાનો મોટામાં મોટો ડાક્ટર હતો, જેણે વૈદકના ધંધામાં કરોડો રૂપૈયા મેળવી પાછળ ત્રીસ લાખ રૂપૈયાની મિલકત મૂકી હતી, અને જેની સાથે માત્ર બે કલાક વાત કરવાનો લાગ મેળવવા માટે ઝાર પિટરને આખી રાત એક બોટમાં આ તબીબના ઘર સામે પડી રહેવું પડયું હતું તે લખે છે કે:—"No remedy can more effectually secure health and prevent disease than pure water. **ભાવાર્થ:**—ચોકખા પાણીના કરતાં બીજો કોઈ પણ ઉપચાર વધારે રામબાણ રીતે રોગનો અટકાવ અગર આરોગ્યની પ્રાપ્તિ કરી શકેજ નહિ."

**ફ્રા બરનારડો** નામનો ઈટાલી દેશના સિસિલી ટાપુમાં અરાઢમી સદીના આરંભમાં થઈ ગયેલ તબીબ, જેને "શીતોદકવાળા વૈદરાજ" (Cold-water doctor) નું ઉપનામ મળ્યું હતું તેણે ફેફસાંના વ્યાધિઓ, હૃદયના ફફડાટનું દરદ, તાણ અને આંચકી, અસાધ્ય અગ્નિમાંદ્ય, સંગ્રહણી, જળોદર, રક્તસ્ત્રાવ, નજલો અને સંધિવાત, ઇત્યાદિ ઇત્યાદિ રોગો ઘણીજ અકસીર અને આશ્ચર્યકારક રીતે પાણીના ઉપચારોથી મટાડી ઘણીજ ખ્યાતિ મેળવી હતી.

**સૅમોઇલોવીટ્ઝ** નામના રશીયન તબીબે ઇ. સ. ૧૭૭૧ માં મૉસ્કો શહેરમાં ચાલેલા મહાન પ્લેગ વખતે લીંબુના રસ જેવા ખાટા પદાર્થો મેળવેલા ખૂબ ટાઢા પાણી પાવાના અને શરીરે બરફનો ભૂકો ઘસવાના ઉપાયો વડે સેંકડો મનુષ્યના જીવ પ્લેગના પંઝામાંથી બચાવીને ઘણી કીર્તિ સંપાદન કરી હતી.

**જહૉન સ્મીથ** નામના એક ઇંગ્રેજી તબીબે લગભગ દોઢસો વર્ષ ઉપર "The Curiosities of Common Water. **સાદા પાણીના અજાયબી ગુણો**" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું, જેમાં તે કાળના સર્વે રોગો પાણીના ઉપચારથી સમૂળા મટી જાય જાય છે એ વાતની સાબીતીમાં સેંકડો પ્રમાણો આપ્યાં છે અને દાક્તરી ધંધામાં બહુ નામના મેળવી ગયેલ મૅનવૉરિંગ, કીઇલિ, પ્રૅટ, ડંકન, ઇલીયટ, ઍલન, હૅરિસ, વાન હેઇડન, અને પીટ ઇત્યાદિ અનેક તબીબોના અભિપ્રાયો ટાંકી બતાવ્યા છે.

**હાર્વે, લાઉરેટ, ફૉકસી, સૅંકટોરિયસ, મારઝીએનો,** અને **બાથેંઝ** જેવા મશહુર દાક્તરો અને તબીબી ફિલસુફો નજલાથી દુ:ખતા અને સુજી ગયેલા ભાગ પર ટાઢા પાણીના ઉપચારો કરવાની ભલામણ કરી ગયા છે એટલુંજ નહિ પણ તેનો ઉપયોગ દરદીઓ ઉપર તેઓ પોતે કરતા હતા.

લૅરી (Larrey) જે ફ્રાન્સ દેશનો આજ સુધીમાં થયેલ મોટામાં મોટો શસ્ત્રવૈદ્ય (Operative surgeon) હતો તે ઘા ઉપર સાદા ચોકખા પાણીના પાટાજ બાંધતો.

**ડી હાહન** નામના જર્મન તબીબે સન ૧૭૩૭ માં બ્રેસ્લૉ શહેરમાં ચાલેલા ઉડતા તાવના મરજ વખતે દવા વાપરનારા બધા દાક્તરો કરતાં પાણીના ઉપચારોથી વધારે મનુષ્યોને સાજાં કર્યાં હતાં.

**સ્ટર્મ** ( Sturm ) નામના પૉલેંડના એક સરજ્યન ( શસ્ત્રવૈદ્ય ) દરદીથી પીવાય તેટલું ગરમ પાણી પાઇ, એટલે કે દર દશ કે પંદર મિનિટે એક પ્યાલો ગરમ પાણી પાઇ કૉલેરાના દરદીઓને સાજા કરી શકાય છે એમ પોતાના અનુભવથી ખાત્રી આપી કહે છે.

**ડૉક્ટર સર જ્હૉન ફૉર્બ્સ,** એમ. ડી., ડી. સી. એલ, એફ. આર. એસ., રૉયલ કૉલેજ ઑફ ફીઝીશીયન્સના ફેલો, સ્વ. મહારાણી વિક્ટોરિયાના કુટુંબના દાક્તર, આખા યુરોપના તે વખતના સારામાં સારા વૈદકીય માસિક પત્ર નામે "બ્રિટિશ ઍંડ ફૉરિન મેડીકલ રિવ્યુ "ના અધિપતિ, વગેરે વગેરે ઉપાધિઓ ધરાવનાર સુપ્રસિદ્ધ ડૉક્ટર પણ લખે છે કે:—"નજલા અને સંધિવાના દરદીઓમાંથી ઘણા મોટા ભાગને પાણીના ઉપચારોથી ઘણોજ લાભ થાય છે. જીર્ણ અગ્નિમાંદ્યના નામથી ઓળખાતા ગુંચવાડા ભરેલા રોગથી પિડાતા દરદીઓને બીજા ઉપાયોથી મુદ્દલ લાભ ન થયો હોય, અગર જોઇએ તેટલો ફાયદો ન થયો હોય, તો તે વખતે **પ્રીસનીઝની** જળોપચાર પદ્ધતિની ખાસ અજમાયશ લેવાની ભલામણ કરી શકાય. કેટલીક તરેહનાં જ્ઞાનતંતુને લગતાં જીર્ણ દરદો તેમજ સર્વાંગ અશક્તિના કેસોમાં જળોપચારથી ઘણોજ લાભ થવાની સારી આશા આપણે રાખી શકીએ. લાંબા વખતના સંગ્રહણી, મરડા અને અર્શ અથવા મસાના વ્યાધિનો અકસીર ઉપાય "કટિસ્નાન" (Sitz bath )જ છે એમ જણાય છે."

**પ્રોફેસર ડૉક્ટર સ્મિથ** લખે છે કે, "સાદા પાણીની વરાળ એ છાતીમાં ભરાયલા કફને છુટો પાડનાર સર્વોત્તમ કફઘ્ન ઉપાય છે."

**પ્રોફેસર ડૉક્ટર કલાર્ક** કહે છે કે, "જેને મુદ્દલ ચેન ન પડતું હોય કે શાન્તિ ન વળતી હોય તેવા તાવના દરદીને 'એનોડાઇન' એટલે શામક દવાઓના કરતાં "સ્પંજ બાથ" યાને ટાઢા પાણીમાં વાદળી બોળી બોળીને ઘસીને નવરાવવાથી વધારે આરામ મળે છે. પેન સીલવૅનિયા હૉસ્પીટલના આગેવાન તબીબ **ડૉક્ટર જ્હૉન બેલ,** એમ. ડી; એમણે એક પ્રસિદ્ધ ગ્રંથ જળોપચાર વિષે લખેલો છે જેમાં પણ પાણીની શાન્તિદાયક અસરો વિષે સ્પષ્ટ વિવેચન કરેલું છે.

**ડૉક્ટર કેલ્લોગ,** એમ. ડી; જેઓ હાલ ઘણાં વર્ષો થયાં અમેરિકાના મોટામાં મોટા સેનિટેરિયમ 'બૅટલ ક્રીક" ના મુખ્યાધિષ્ઠાતા છે, અને ગયાં પચાસ વર્ષથી પ્રસિદ્ધ થતા "ગુડ હૅલ્થ" નામના વૈદક ચોપાનીયાના અધિપતિ છે, તથા "મૅન ધી માસ્ટરપીસ," "મૉર્ડન મેડિસિન," "પ્લેઇન ફૅક્ટસ" ઇત્યાદિ ઇત્યાદિ મોટા મોટા ઘણાક ગ્રંથોના કર્તા છે તેઓ જળોપચાર વિષેના એક મોટા પુસ્તકમાં દવાઓના કરતાં વધારે સારી રીતે પાણીના ઉપચારથી વ્યાધિઓ શી રીતે મટાડવા તે પોતાના લાંબા વખતના વિશાળ અનુભવથી વર્ણવે છે.

આવા આવા સેંકડો અભિપ્રાયો આપી શકાય, પરંતુ એક ઉપોદ્ઘાતમાં આ વિષે વધારે જગા રોકવી એ ગેરવાજબી લેખાય તેથી આટલેથી સંતોષ માનીશું. પરંતુ ઉપર લખેલા થોડાક અભિપ્રાયો અને પ્રમાણો ઉપરથી જોઈ શકાશે કે છેક પુરાણા સમયથી પાણી એ સોંઘામાં સોંઘો, અકસીરમાં અકસીર, અને નિર્દોષમાં નિર્દોષ, બિનજોખમી ઉપચાર મનાતો અને અનુભવાતો આવ્યો છે, અને તેથી તે કાંઈ એકાદ વિચિત્ર માણસે ઉભું કરેલું ધતીંગ નથી. છેક વર્તમાનકાળની વાત કરીએ તો તા. ૪ થી ઑક્ટોબર સન ૧૭૯૯ માં ગ્રેએફેનબર્ગમાં જન્મેલ જર્મન ડૉક્ટર **વિન્સેન્ઝ પ્રીસનિઝ** ( Vincenz Priessnitz ); ઑસ્ટ્રિયન સિલેશીયામાં તા. ૧૧ મી ફેબ્રુઆરી સન ૧૭૯૮ માં જન્મેલ **જોહૅન સ્કોથ**

( Johann Schroth ); તા. ૧૭ મી મે સન ૧૮૨૪ માં બાવેરિયામાં આવેલ વૉઓરિશોફેન ગામમાં જન્મેલ ફાધર નાઇપ (Father Kneipp) જેઓ પાછળથી સીક્રેટ ચેમ્બરલેઇન ઑફ ધી પોપ અને પૅરિશ પ્રીસ્ટ ઑફ વૉઓરિશોફેનના હોદ્દાધર હતા, અને "મારો જળોપચાર" એ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ સન ૧૮૮૬ ના ઑકટોબરમાં જેમણે પ્રસિદ્ધ કરી તે એટલી લોકપ્રિય બનાવી કે માત્ર આઠ વર્ષમાં એટલે સન ૧૮૯૪ માં તેજ પુસ્તકની પચાસમી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાને તેઓ ભાગ્યશાળી થયા હતા, અને જેઓ લાખો દરદીઓને સાજા કરી શક્યા હતા તે; તથા જે પુસ્તકની આ પ્રસ્તાવના લખવાનો સુયોગ મને પ્રાપ્ત થયો છે તે પુસ્તકના કર્તા લુઇ કુહને (Luis Kuhne) જેઓ લીપઝીક શહેરમાં ઈ. સ. ૧૮૪૩ ના અરસામાં જન્મ્યા હતા અને ઘણું કરીને સન ૧૯૦૨ ની સાલમાં મરણ પામ્યા હતા તે, એમ ચાર મહાન નરોએ જળોપચાર શાસ્ત્રને જગપ્રસિદ્ધ બનાવ્યું છે. અતિ કુશળ વિદ્વાન ડૉક્ટર એ. એફ. રેઈનહોલ્ડ, પી. એચ. ડી; એમ. ડી; પોતાના "નેચર વરસસ ડ્રગ્સ" નામના પુસ્તકના પૃષ્ઠ ૩૮૭ ઉપર લખે છે કે "In our opinion, this trio, Priessnitz, Kneipp, and Kuhne, have done more for the physical welfare of humanity, than all the drug schools combined. (ભાવાર્થ)—અમારા મત પ્રમાણે તો પ્રીસનીઝ, નાઇપ, અને કુહને એ ત્રણ વ્યક્તિઓએ મનુષ્યજાતિના શારીરિક સ્વાસ્થ્ય સુખ માટે ઔષધોપચારની સર્વે પદ્ધતિઓના હિમાયતીઓ કરતાં ઘણુંજ વધારે કર્યું છે."

ડૉ. લ્યુઇ કુહનેના જે પુસ્તકના અનુવાદ રૂપે આ પહેલો ભાગ બહાર પાડીએ છીએ તેજ પુસ્તક વિષે અને જળોપચારથી થયેલા લાભ વિષે પોતાનો જાતિ અનુભવ ડૉ. રેઈનહોલ્ડ, પી. એચ, ડી., એમ. ડી., આ પ્રમાણે લખે છે;—"The author's mother was at Death's door, when she was snatched from the hands of a legalized drug poisoner by a practioner of Water Cure, and restored to health; and he has been repeatedly told of how his father was cured of typhoid fever, by a prolonged plunge into ice water, taken with suicidal intent during delirium. The writer himself, while a student at the University of Berlin, was taken sick with abdominal trouble which the Professors of the University could not cure. He bethought himself of the effect of Water Cure in the cases of his parents, and of his own accord began to apply cold water compresses, and finally suceeded in curing himself, after 1½ years of suffering. The first book that opened his eyes to the imperfections of the medical school, and to the rational views of Water Cure, was L. Kuhne's 'New Science of Healing,' which so impressed him that he determined to establish at once an institute for Water Cure Treatment. (ભાવાર્થ) મારી માતા છેક યમદ્વારે પહોંચી ગઈ હતી, અર્થાત મરવાની તૈયારીમાં હતી, તેવે સમયે દવાઓને નામે ઝેરો અવરાવવાનો પરવાનો ધરાવનાર દાક્તરના હાથમાંથી તેને એક પાણીના ઉપચાર કરનારે

મુટલી બેઇને તદ્દન તંદુરસ્ત બનાવી દીધી હતી. વળી 'ટાઇફૉઇડ ફીવર' અથવા કાળજ્વરના સખ્ત હુમલાને લીધે થયેલા સન્નિપાતના આવેશમાં આપઘાત કરવાના ઇરાદાથી બરફ જેવા શીતળ પાણીમાં ન્હાવાને ઝંપલાવાથી મરી જવાને બદલે મારા પિતાનો કાળજ્વર કેવો મટી ગયો હતો તે વાત પણ મને ઘણીવાર કહેવામાં આવી છે. તે ઉપરાંત હું પોતે જ્યારે બર્લિનની યુનિવર્સિટીમાં વૈદકનો અભ્યાસ કરતો હતો તે વખતે ઉદરરોગથી હું સખ્ત મંદવાડમાં આવી પડ્યો હતો, પણ મારો વ્યાધિ બર્લિન યુનિવર્સિટીના તબીબી પ્રોફેસરો મટાડી શક્યા નહિ. છેવટે પાણીના ઉપચારોથી મારાં માતા અને પિતાને જે લાભ થયા હતા તેના વિચારો મને આવ્યા અને તેથી મારી મેળે ટાઢા પાણીના વેષ્ટન—(પલાળીને નીચોવી નાંખેલ ચાદર કે નાના સુતરાઉ કાપડના કટકા રોગી ભાગપર વિંટાળી તે ઉપર હવા અંદર ન જઇ શકે તેવી રીતે ગરમ કામળી વિંટાળવી અને અંદરનું ભીનું કપડું ગરમ થઈ સુકાઇ જાય ત્યાં સુધી એ ચાર કે છ કલાક સુધી તેને શરીર પર રહેવા દેવું તેને 'કૉમ્પ્રેસ' કે વેષ્ટન કે ચાદર બંધન કહે છે તે) મારા શરીર પર હું બાંધવા લાગ્યો. અને તે રીતે આખરે દોઢ વર્ષની દુઃખદ માંદગીનો અંત આવ્યો અને હું સાજો થયો. દાક્તરી વિદ્યાની અપૂર્ણતાઓ અને જળોપચાર વિષેના યથાયોગ્ય યુક્તિ સિદ્ધ વિચારો તરફ મારી આંખો ઉઘાડનાર પ્રથમ પુસ્તક મને જે મળ્યું તે લ્યુઇ કુહનેનું **'નવીન ઉપચારશાસ્ત્ર'** હતું; અને આ પુસ્તકે મારા મન ઉપર એવી તો ઉંડી છાપ પાડી કે જળોપચાર કરનારૂં એક જાહેર ખાતું તુરત ખોલવાનો મેં નિશ્ચય કર્યો."

આવીજ રીતે અમેરિકાના **ચી**કાગો શહેરમાં આવેલા એક મોટા સેનીટેરિયમના માલિક અને મુખ્યાધિષ્ઠાતા, એક વૈદકીય ગ્રંથકાર, અને "નેચર ક્યુર મેગેઝીન"ના તંત્રી ડૉકટર **લીંડલાહર,** એમ. ડી; "મેં પ્રકાશ કેવી રીતે જોયો?" (How I Saw the Light) એ નામના એક લેખમાં ડૉક્ટર કુહનેના પુસ્તક (જેના ગુજરાતીમાં અનુવાદ રૂપે આ પહેલો ભાગ બહાર પાડવામાં આવ્યો છે તે)થી પોતાને કેટલો બધો લાભ થયો હતો તે સંબંધી સાક્ષી નીચે પ્રમાણે પુરે છે:—

"Twelve years ago, wrecked in body and mind, staggering under the curse of heredity and under the ill effects of early surroundings and associates, life seemed to me an utter failure, the sooner ended, the better. At this juncture a friend, aware of my predicament, handed me a German book on Nature Cure. It was Kuhne's 'New Science of Healing.' This book, written by one of the simple pioneers of Nature Cure, though anything 'scientific,' was replete with plain unvarnished truth. Every word of it appealed to my reason and common sense. It explained to me the cause of all my difficulties and pointed out the way to better conditions. I read all night, and the next morning I began to put into practice 'the new science of living and of healing.' I needed no one to persuade me or to push me on the way, and it all seemed so plain and self-evident; since that time I have never for a single moment had any reason to doubt the fundamental truths of Nature Cure. In their light

I not only worked out my own salvation but rescued thousands of others from the depths of misery and despair.

**ભાવાર્થઃ**—બાર વર્ષ પૂર્વે હું શરીરે અને મને પાયમાલ થઇ ગયેલો, બાલ્યાવસ્થાના મિત્રો અને આસપાસના સંજોગોની ખરાબ અસરોના ભારથી તથા ખરાબ વારસાના શ્રાપથી કચરાઇ લથડતો હતો ત્યારે જીંદગી મને કેવળ નિષ્ફળતામય લાગી, અને તેનો જેમ વહેલો અંત આવે તેમ સારૂં એમ લાગતું હતું. આવા સંકટ સમયે મારી કઢંગી આફતવાળી હાલતથી માહીતગાર એવા એક મિત્રે કુદરતી–નૈસર્ગિક ઉપચારશાસ્ત્ર વિષેનું એક જર્મન ભાષાનું પુસ્તક મને આપ્યું. આ પુસ્તક તે ડૉક્ટર કુહનેનું 'નવીન જળોપચારશાસ્ત્ર' હતું. કુદરતી ઉપચારશાસ્ત્રના સરળ અગ્રેસરોમાંથી એકે લખેલું આ પુસ્તક 'સાયન્સ' ની ઉંડી ખાંચ ખુંચથી મુક્ત હતું છતાં સ્પષ્ટ ઢોળ ચઢાવ્યા વગરનાં સત્યોથી ભરપુર હતું. આ પુસ્તકનો દરેક શબ્દ મારી બુદ્ધિ અને સાદી સમજ કે ડહાપણને અનુકૂલ જણાયો. મારી સર્વે ગુંચવણો અને અડચણોનાં કારણ આ પુસ્તકે મને સમજાવ્યાં. વધારે સારી સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ પણ બતાવી આપ્યો. આખી રાત આ પુસ્તક મેં વાંચ્યું અને સવાર થતાં 'જીવન અને ઉપચાર સંબંધીના આ નવીનશાસ્ત્ર' ને હું આચારમાં મૂકવા લાગ્યો. કોઇ સમજાવનાર કે તે રસ્તે મને આગળ હડસેલનારની મને જરૂર રહી નહિ; બધું એટલું ચોકખું અને સ્વતઃસિદ્ધ જણાતું હતું; તે સમયથી આજદિન સુધી નૈસર્ગિક ઉપચારશાસ્ત્રનાં મૂળતત્વો વિષે એક ક્ષણવાર પણ શંકાશીલ બનવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો નથી. આ સિદ્ધાંતોને લીધે મને જે જ્ઞાનપ્રકાશ મળ્યો તેને આધારે હું મારી પોતાની મુક્તિ સાધી શક્યો છું એટલુંજ નહિ પણ, દુઃખ અને નિરાશાની ઉંડી ખાઇઓમાં પડેલાં બીજાં હજારો મનુષ્યોને પણ હું બચાવી શક્યો છું."

**ડૉ. લુઈ કુહને**ના આ પુસ્તકની સાતમી આવૃત્તિની સન ૧૮૯૪ માં લખેલી પ્રસ્તાવનામાં ગ્રંથકર્તાએ જણાવ્યું છે કે તેમના પુસ્તકની યુરોપ અને એશીયાની સુધરેલી પચીસ ઉપરાંત ભાષાઓમાં ભાષાન્તરો થઇ ગયેલાં છે. આ રીતે સન ૧૮૯૪ પછી આજ સુધીમાં તો બીજી ઘણીક વધુ ભાષાઓમાં તરજુમા બહાર પડી ચુક્યા છે. એકલી જર્મન ભાષામાંજ સન ૧૮૯૯ સુધીમાં પચાસમી આવૃત્તિ બહાર પાડવાને **ડૉ. કુહને** ભાગ્યશાળી થયા હતા. આ સર્વે વાતો આ પુસ્તકની અતિશય ઉપયોગીતા, આખી દુનિયાં ઉપરની તેની બેહદ લોકપ્રિયતા, તથા અપૂર્વ નવીનતા તથા સરળતા બતાવી આપવાને પુરતાં છે.

ચાલુ પુસ્તકમાં ખોરાક વિષેનું પ્રકરણ મૂકી દેવામાં આવ્યું છે, કારણ કે તે વિષય ઉપર ઘણોજ વધારે સારો પ્રકાશ **ડૉ. મહાદેવ પ્રસાદે** પોતાના **"માણસનો કુદરતી ખોરાક કયો છે?" "આહાર મિમાંસા," "ફળાહારથી થતા અસંખ્ય લાભ,"** ઇત્યાદિ **ધન્વંતરિ** માસિકમાં પ્રસિદ્ધ થયેલા લાંબા લેખોથી પાડેલો છે.

આ પુસ્તકનો બાકી રહેલો ભાગ ટુંક મુદતમાં અમે બહાર પાડવા ઉમેદ રાખીએ છીએ. પોતાના વ્યવસાયના વખતમાં આ અનુવાદ થયેલો હોવાથી તેમાં થયેલાં સ્ખલનો વિષે સુજ્ઞ વાંચકો હંસક્ષીર ન્યાયે ઉપેક્ષા કરશે એવી આશા અને વિનંતી છે.

લી. સેવક,

**ભોગીલાલ ત્રિકમલાલ વકીલ.**

"ધન્વંતરિ" માસિકના તંત્રી.

# કુદરતી રોગોપચાર ગ્રંથમાળા.

## ઔષધ કિંવા શસ્ત્રપ્રયોગ સિવાય રોગ મટાડવાનું

# નવીન શાસ્ત્ર.

## પ્રકરણ ૧ લું.

### આ નવીન શાસ્ત્રનો શોધ કેવી રીતે થયો?

યુરોપ ખંડના જર્મની દેશમાં રહેનાર લ્યુઈ કુન્હે નામના એક ૨૧ વર્ષના યુવાન ગૃહસ્થની કંઈ વિકારથી પ્રકૃતિ બગડી હતી. પ્રથમ છાતીમાં અતિશય દુઃખાવો થયો હતો અને તે સાથે માથું પણ દુખ્યા કરતું હતું. આ ગૃહસ્થે ત્યાંના ઘણા વિદ્વાન ડૉક્ટરોની દવાઓ પુષ્કળ દિવસ સુધી કરી, છતાં તેનાથી તેને કંઈ પણ ફાયદો થયો નહિ. મૂળથીજ કુન્હેની ડૉક્ટરો ઉપર વિશેષ શ્રદ્ધા નહોતી, અને જ્યારે તેને પોતાને ડાક્ટરોનાં ઔષધોથી ફાયદો થયો નહિ ત્યારે તેની શ્રદ્ધા તેમના ઉપરથી બિલકુલ ઉઠી ગઈ. કુન્હેએ પોતાના વ્યાધિને માટે પુષ્કળ વૈદ્યોના ઉપાયો કર્યા પણ તેથી લાભ થવાને બદલે તેના દરદમાં વધારો થતો રહ્યો હતો. તેથી ડૉક્ટર લોકો વિના કારણ દવાના રગડા પાઈ પ્રકૃતિ બગાડે છે એમ તેની ખાત્રી થઇ ગઈ. તે પોતાનાં છોકરાંને કહેતો હતો કે, "હે છોકરાઓ, તમે ડાક્ટરોના નાદે લાગશો નહિ" એમ નિત્ય ચેતવણી આપ્યા કરતો હતો. કુન્હેના વડિલ પણ સારા વૈદ્યની સારવાર નીચેંજ જઠરના ક્ષતથી મરણ પામ્યા હતા. તે કારણથી પ્રચલિત વૈદ્યક પદ્ધતિને આધારે ચાલનાર ડૉક્ટરો ઉપરથી કુન્હેની શ્રદ્ધા ઉઠી ગઈ હતી. અને આગળ ચાલતાં ડૉક્ટરોનાં ઔષધોથી ખરો કંઈ ફાયદો થતો નથી એમ તેની પક્કી ખાત્રી થઈ. આ વખતે જર્મનીમાં "નેચર ક્યુર" અથવા કુદરતી રોગોપચાર વિદ્યા નામની એક નવીન વિદ્યા નિકળી હતી. આ પદ્ધતિ પ્રમાણે ઉપચાર કરનારાઓમાં મેલ્ટઝર નામનો ચિકિત્સક સર્વોપરી ગણાતો હતો. *અને આ મંડળીની વારંવાર સભાઓ થતી હતી. અને તેમાંની એક સભામાં કુન્હે પણ ગયો. પોતાને છાતીમાં શૂળ આવતું હતું, તેને માટે તમારી પદ્ધતિમાં કાંઇ ઉપાય છે કે નહિ એમ કુન્હેએ તે સભાસદો પૈકીના એકને ધીમે રહીને પુછ્યું. ધીમે રહીને પુછવાનું કારણ એ કે તે વખતે કુન્હેની પ્રકૃતિ છેક બગડી ગયેલી હતી, અને તેનું મગજ પણ નબળું પડી ગયું હતું, તેથી એવા મોટા મંડળમાં મોટે સાદે બોલવાની તેની હિંમત ચાલી નહિ. તે સભામાંથી એક ગૃહસ્થે કુન્હેને કંઇ ઉપાય બતાવ્યો. તે ઉપાયથી તેને સારો ફાયદો થયો. એ ચાર વર્ષ પછી એટલે ઇ. સ. ૧૮૬૮ માં તેના ભાઇની તબીયત કોઇ વ્યાધિથી અતિશય બગડી. તેને જે રોગ થયો હતો તેના ઉપર ઉપચાર કરવા જેટલો કુદરતી રોગોપચાર વિદ્યામાં સુધારો વધારો તે વખતે થયેલો નહોતો. પરંતુ થીઓડોર હૅન નામનો નૈસર્ગિક ઉપચારક ઘણા ભયંકર રોગો મટાડી શકે છે, એમ તેના સાંભળવામાં આવ્યાથી તેની સલાહ લેવા જવાનો તેણે ઠરાવ કર્યો. અને માત્ર થોડાંક અઠવાડીયાંમાં પોતાની તબીયત ઘણીજ સુધારીને પાછો આવ્યો.

*આ વિષય ઉપર ચર્ચા ચલાવવા માટે સભાઓ આપણા દેશમાં પણ ક્યારે થવા લાગશે ?

કુન્હેની તબીયતને કેટલાક વખત સુધી કુદરતી ઉપચારથી સારો ફાયદો થયેલો જણાયો હતો પરંતુ ફરીથી તેની તબીયત પૂર્વ સ્થિતિપર આવી હતી અને થોડા દિવસ પછી તો બીલકુલ બગડી ગઈ હતી. તેના દરદની વેદના એટલી તો અસહ્ય થઈ પડી હતી કે જીવવું તેને બહુજ કંટાળા ભરેલું લાગતું હતું. તેના વંશમાં પરંપરાથી ઉતરતો આવેલો જઠરના વ્રણનો રોગ તેને લાગુ પડયો, અને ફેફસાંનો કેટલોક ભાગ ખવાઇ ગયો હતો. મગજ અને મજ્જાતંતુ પણ એટલાં બગડયાં હતાં કે સ્હેજ કારણ મળતાં તેને અતિશય ત્રાસ થતો હતો. આવી વખતે મગજ શાન્ત કરવાને, બ્હારની ખુલ્લી, થંડી અને સ્વચ્છ હવામાં ફર્યા સિવાય બીજો ઉપાય નહોતો. રાત્રે ઉંઘ તો તેને મુદ્દલ આવતી નહોતી, જેથી કામ ધંધો કરવાની તેને બિલકુલ રૂચિ થતી નહિ. "મારૂં શરીર હૃષ્ટપુષ્ટ અને મારા ગાલ ગુલાબી રંગના લોકોને દેખાતા હતા, છતાં પણ મને જે અસહ્ય વેદના થતી હતી તે લોકોની કલ્પનામાં પણ આવી શકે તેમ નહોતું." એ પ્રમાણે કુન્હે પોતાની તે વખતની સ્થિતિનું વર્ણન કરતાં લખે છે. પરંતુ ક્ષણ માત્ર આરામ સિવાય કાયમ ટકનારો એવો ફાયદો તેની પ્રકૃતિને કંઈ પણ થયો નહોતો.

કુન્હેને બાળપણથી સૃષ્ટિ સૌંદર્ય નિહાળવાનો બહુજ શોખ હતો. વનસ્પતિ અને પ્રાણીઓનું પોષણ કેવી રીતે થાય છે, તેમનું આરોગ્ય શી રીતે જળવાઇ રહે છે, કયાં કારણોથી વૃક્ષો અને પ્રાણીઓ નિરોગી અને બળવાન રહે છે, પ્રાણીઓને રોગ થયા છતાં તેઓ કેવી રીતે વર્તે છે, અને તેમના વ્યાધિ આપોઆપ શી રીતે મટે છે, ઇત્યાદિ બાબતોનું સૂક્ષ્મ અવલોકન કરવાથી કુન્હેને જે અનુભવ થયો હતો તે ઉપર કલ્પના ચલાવીને તેણે રોગનું કારણ શું હશે, અને તે કેવી રીતે મટાડી શકાય, એ સબંધી તેણે કંઇક અનુમાનો કાઢયાં. તે અનુમાનોના ખરાપણાની ખાત્રી થવા માટે તે અનુમાનો પ્રમાણે તેણે પોતાની જાત ઉપર પ્રયોગો કરવા માંડ્યા. એ પ્રયોગોથી જે દુઃસાધ્ય રોગ તેને થયો હતો તે દિનપર દિન મટતો ગયો. કેટલાક વખત પછી તે તદ્દન સારો થઈ ગયો. પોતાને જે અનુભવ મળ્યો તે કંઇ "કાગનું બેસવું અને તાડનું ભાગવું" એના જેવો હતો, કે પોતાનાં અનુમાન અને સિદ્ધાંત પ્રમાણે હતો, એ જોવાને માટે કુન્હેએ એજ સિદ્ધાંતને અનુસરીને બીજા રોગીઓ ઉપર પ્રયોગ કરી જોયા. તે રોગીઓને પણ પોતાના ઉપાયથી ફાયદો થયાના પ્રત્યક્ષ અનુભવ પછી પોતે શોધી કાઢેલાં તત્વ માટે અને ઉપાયો વિષે કુન્હેની સંપૂર્ણ ખાત્રી થઈ.

પોતાની પૂર્ણ ખાત્રી થયા પછી બીજા વૈદ્યો પણ એ ઉપાયોનો અનુભવ લેઈ જુએ તેટલા માટે કુન્હેએ પોતાના સિદ્ધાંત તેમને સમજાવ્યા અને જે ઉપાયોથી પોતે સાજો થયો અને બીજાઓને રોગમુક્ત કર્યા તે ઉપાયનાં સાધનો તેણે બીજા વૈદ્યોને બતાવ્યાં. પરંતુ તે વૈદ્યોએ તેના કહેવા તરફ બીલકુલ ધ્યાન આપ્યું નહિ, તેમજ તેનો અનુભવ પણ લેઇ જોયો નહિ. સર્વે લોકનો જેના ઉપર વિશ્વાસ હોય એવી પરંપરાથી ચાલતી આવેલી બાબત વિરૂદ્ધ બોલનાર કિંવા કંઇ નવીન વાત પ્રચારમાં લાવનાર કોઈ નિકળે તો તેનું કોઈ સાંભળે નહિ પણ ઉલટા તેની મશ્કરી કરે એ સ્થિતિ સર્વ ઠેકાણે ચાલે છે. એટલે કુન્હેના સંબંધમાં પણ એમજ બને એમાં કાંઈ આશ્ચર્ય સરખું નહોતું. સૂર્યમાં ધાબાં છે અને તે પોતાની આસપાસ ફરે છે એવું કહેનાર ગેલિલિયો, પૃથ્વી અને બીજા બધા ગૃહ સૂર્યની આસપાસ ફરે છે એવું કહેનાર કોપરનીકસ, વરાળથી ગાડીઓ ચલાવી શકાશે એવું કહેનાર સ્ટીફનસન, અને હોમીયોપથી નામક ઉપચાર શાસ્ત્રના ઉત્પાદક હાનેમાન, એ સર્વેનું કહેવાનું લોકોએ પ્રથમ હસી કાઢયુ હતું અને તેમને ગાંડા

ઠરાવ્યા હતા. આવા મહાન પુરૂષોની જો આ દશા થઇ હતી તો પછી કુન્હેના કથન તરફ ડૉક્ટરો લક્ષ આપે નહિ એમાં શી નવાઇ ?

લોકોને પોતાના સિદ્ધાંત સમજાવીને કહ્યાથી, અથવા પોતાના સ્નેહી મિત્ર અને ઓળખીતા લોકોને પોતે આરામ કર્યો છે એવું લોકોને કહ્યાથી પોતાના સિદ્ધાંત અને ઉપાયોનો લોકોમાં પ્રચાર થનાર નથી, એવી કુન્હેની ખાત્રી થયા પછી પોતાની ચિકિત્સાપદ્ધતિ સંબંધી લોકોના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે સાર્વજનિક દવાખાનું કાઢવાનો કુન્હેએ નિશ્ચય કર્યો. એને માટે કુન્હેને ઘણી ગુંચવણમાં પડવું પડ્યું, કારણ આ કામને માટે ચોવીસ વર્ષથી ચાલતું પોતાનું કારખાનું છોડી દેવું પડે અને પૈસાનું નુકશાન પણ વ્હોરી લેવું પડે. તેમાં વળી જો નવું દવાખાનું બરાબર ચાલ્યું તો ઠીક, નહિ તો વિના કારણ પૈસાના પૈસા ખોઇને ઉપર ફજેતો વ્હોરી લેવો પડશે એ વિચારમાં ગુંચવાઇને નવું કામ હાથમાં લેવા કુન્હેની હિમ્મત ચાલી શકતી નહોતી. ખેંચતાણ થતાં છેવટે સદ્બુદ્ધિ અને ધૈર્યનો જય થયો. અને તારીખ ૧૦ મી ઑક્ટોબર સન ૧૮૮૩ ને દિવસે ડૉક્ટર કુન્હેએ પોતાની પ્રયોગશાળા સ્થાપન કરી.

કુન્હેના મનમાં જે ભય હતો તે ખરો પડવાનાં ચિન્હ શરૂઆતમાં જણાવા લાગ્યાં. કેટલાક રોગીઓના અસાધ્ય રોગ જોકે કુન્હેએ થોડા વખતમાં મટાડયા તોપણ પહેલાં કેટલાંક વર્ષ સુધી દરદીઓની સંખ્યા એટલી થોડી હતી કે દરદીઓ આવતાજ નહિ એમ કહીએ તો ચાલે, પણ પાછળથી ધીમે ધીમે દરદીઓ આવવા લાગ્યા. એમાંના ઘણા ખરા શરૂઆતમાં બાષ્પસ્નાનને માટેજ આવતા. પણ વખત જતો ગયો તેમ તેમ બીજા ઉપચારોને માટે પણ રોગીઓ આવવા લાગ્યા. આ આવનારા રોગીઓમાં આસપાસનાં શહેરોમાંથી આવનારા રોગીઓનીજ સંખ્યા વધારે હતી. જે જે રોગીઓ સારા થઇને ગયા તે તે કુન્હેની ઉપચાર વિધિની બોલતી ચાલતી જાહેર ખબર રૂપ થયા. અને તેમના કહેવા ઉપરથી ઘણા નવા દરદીઓ આવવા લાગ્યા. આ પ્રમાણે ધીમે ધીમે કુન્હેની ઉપચારવિધિની કીર્તિ ચારે તરફ પ્રસરવા લાગી.

પોતે શોધી કાઢેલા ઉપાયના ઉપયોગીપણાનો અનુભવ કુન્હેને વખતો વખત મળતો ગયો. પોતાના ઉપાયથી તેણે પોતાની પ્રકૃતિ એટલી સુધારી કે પોતે સ્થાપન કરેલી પ્રયોગશાળાનું સર્વ કામ કરવાની શક્તિ તેનામાં આવી. ઘણો વિચાર કરીને તેણે ઉપસ્થસ્નાન (સીટ્ઝ બાથ)ની નવી પદ્ધતિ શોધી કહાડી હતી એથી એની તબીયતની વિશેષ સુધારણા થઇ. કુન્હે કહે છે કે આ નવા શોધી કહાડેલા ઉપસ્થ સ્નાનનો ઉપાય એટલો ઉત્તમ છે કે, કોઇ પણ **રોગ** આ ઉપાયથી સારો થવોજ જોઇયે. માત્ર આ ઉપાયથી પ્રત્યેક **રોગીને** સારો કરી શકાશે એમ કહી શકાતું નથી, કારણ જ્યારે ઔષધોના સતત ઉપયોગથી દરદીનું આખું શરીર વિષમય થઇ જઇને શરીરનું સાધારણ જીવનબળ (Vitality) નષ્ટ થઇ ગયું હોય, ત્યારે આ ઉપાયથી જોકે સાધારણ ફાયદો થાય, પરંતુ તેનો રોગ સંપૂર્ણ રીતે મટે અને દરદી બચે એવું ખાત્રીથી કહી શકાતું નથી.

કુન્હે ઉપર એક એવો આક્ષેપ કરવામાં આવે છે કે તેણે વૈદ્ય ડૉક્ટરોને આવશ્યક શારીરશાસ્ત્ર, વનસ્પતિગુણધર્મશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર વિગેરે શાસ્ત્રોનું કોઇ વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ મેળવ્યું નથી તેથી વૈદ્યકશાસ્ત્ર સંબંધી તેનો અભિપ્રાય અને ચિકિત્સા વિષેના તેના સિદ્ધાંતો તથા ઉપાય બરાબર ખરા હોવાનો સંભવ નથી. આ આક્ષેપમાં વધારે મહત્વ નથી એવું કોઇ પણ વિચારશીલ મનુષ્યને લાગ્યા વિના રહેશે નહિ. પોતાના શોધો અથવા નવીન યુક્તિઓથી જેમણે મનુષ્ય જાતીનું હિત કર્યું છે એવા મહાજનોમાં એવા ઘણા છે કે જેમણે તે તે શાસ્ત્રોનો કોઈ

વિશ્વવિદ્યાલયમાં કે ગુરૂ પાસે યથાવિધિ અભ્યાસ કર્યો ન હોય અને (પહેલાં) જેમને લોકો વિદ્વાનોમાં ગણતા ન હોય. પાણીના જુદી જુદી રીતે ઉપચાર કરીને રોગ મટાડવાની નવી પદ્ધતિ પહેલ વહેલી શોધી કહાડનાર પ્રીસનીઝ એ કેવળ ખેડુત હતો. તેજ પ્રમાણે ચિકિત્સા પદ્ધતિમાં સુધારણા કરીને રોગ મટાડવાની નવી અને જુની પદ્ધતિ કરતાં શ્રેષ્ઠ એવી પદ્ધતિ શોધી કાઢનારાઓમાંનો સ્ક્રૉથ એ પહેલાં એક વૈતરો હતો. ફ્રેન્ક (જે. એચ. રૉસે) એ પહેલાં એક ધર્મશાસ્ત્રી હતો. અને થિઓડોર હૅન એ પહેલાં ઔષધો તૈયાર કરીને વેચવાનો ધંધો કરતો હતો,

---

## પ્રકરણ ૨ જું.

---

### આ નવીન શાસ્ત્રનું મહત્વ.

હવે આપણે પ્રચલિત ચિકિત્સા પદ્ધતિ કેવા પ્રકારની છે, અને તેના ગુણ દોષ શા છે, એ સંબંધી વિચાર કરીયે, અને પછી એ પદ્ધતિની કુન્હેની પદ્ધતિ સાથે તુલના કરીએ.

આપણા આર્ય વૈધકમાં તેમજ ઇંગ્રેજી વૈધકમાં હજારો રોગો માન્યા છે, અને તે રોગોપર જુદાં જુદાં ઔષધો બતાવ્યાં છે. રોગની પરીક્ષા કરવાના અનેક પ્રકાર છે. મૂત્ર પરીક્ષા, નાડી પરીક્ષા, જીવ્હા પરિક્ષા, વિગેરે અનેક પરીક્ષા આપણા આર્ય વૈધકમાં બતાવેલી છે. અંગ્રેજી વૈધકમાં આ પરીક્ષાઓ, અને તે પરીક્ષાઓ કરવા માટે અનેક પ્રકારનાં યંત્રો હોવા ઉપરાંત શરીરની અંદરના અવયવો કઈ સ્થિતિમાં છે, એ સમજવા માટે અપારદર્શક પદાર્થોની આરપાર બતાવનાર "રોન્ટજન અથવા એક્સ રે" નામનાં કિરણોનો હવે ઉપયોગ થવા લાગ્યો છે! આટલાં બધાં સાધનો હોવા છતાં પણ રોગની બરાબર પરીક્ષા થતી નથી. રોગનું નામ નક્કી થવા છતાં પણ ઘણીવાર રોગનું કારણ બરાબર સમજાતું નથી. અને ખરૂં કારણ સમજાય તોએ રોગ મૂળમાંથી નષ્ટ કરવાનું સામર્થ્ય ઔષધોમાં હોતું નથી. ઔષધોથી ફક્ત રોગનાં ઉપરનાં ચિન્હો દબાઇ જાય છે. અને રોગનાં ઉપરનાં ચિન્હ નષ્ટ થાય એટલે લોકો રોગ મટી ગયેલો માને છે. પરંતુ ખરી રીતે જોતાં તો રોગનું મૂળ કારણ શરીરમાં જેવું ને તેવું રહે છે. હાલની ચિકિત્સા કરવાની પદ્ધતિથી શરીરમાંના રોગોનું મૂળ કારણ નાશ પામતું નથી, ને તેથી તેજ રોગ ફરી મોડો વહેલો ઉપડી આવવાનો સંભવ રહે છે. સ્પષ્ટજ છે કે ઝાડને મૂળમાંથી ખોદી ન નાંખતાં તેનાં માત્ર ડાળાંજ કાપી નાંખ્યા હોય તો તે ફરીથી ફુટી નિકળે છે.

ઘણા કાળથી ચાલતી આવેલી આ જુની પદ્ધતિમાં બીજું એક એવું બને છે કે, એક રોગી પાંચ તબીબો પાસે જાય તો તે દરેક તબીબ તેને જુદો જુદો રોગ થયાનું કહે છે. રોગ વિષે જો બે તબીબો એક મત થાય તો ઔષધોના સંબંધમાં તેમના વચ્ચે મત ભેદ પડવાનોજ; પણ દરેક તબીબ પોતાની પરીક્ષા બરાબર છે, અને પોતાનું બતાવેલુંજ ઔષધ ખરૂં છે, એમ કહ્યા કરવાનો.

જુના ઇંગ્રેજી (ઍલોપૅથીક) વૈદ્યોની પરીક્ષામાં બીજી એક એ ખામી છે કે ચાંદાં, ક્ષયક્ષય, કંઠમાળ વિગેરે રોગ વિશેષ વધી જાય ત્યાં સુધી તેમના જાણ્યામાં આવતા નથી. વાસ્તવિક રીતે જોતાં રોગનો આરંભ થતાંજ આપણને તેની ખબર પડવી જોઇએ. કારણ તેથી કરીને આપણાથી તરત ઉપાય કરી શકાય. રોગ વધી જતા પહેલાં ઉપાય કરવામાં આવે તો રોગ જલ્દી નાશ પામે છે એ વાત સર્વ કોઈ જાણે છે. શરીરમાં રોગનો આરંભ થવા છતાં ડૉકટરોથી તેની વેળાસર

પરીક્ષા થઈ શકતી નથી એ માટે કુન્હે કહે છે કે, જેમને ડૉકટરોએ "તમારૂં કાળજું અને ફેફ્સાં તદ્દન સારાં છે, તમને કંઈ રોગ થયો નથી" એવું કહ્યું હતું એવા ઘણા રોગીઓ મારી પાસે આવ્યા પછી મને જણાઈ આવ્યું કે તેમનાં ફેફ્સાં બગડવાનો આરંભ થયો હતો. કોઇ કોઈ વાર વ્રણ અથવા ગાંઠ થવાથી ડૉકટરોના મતે શસ્ત્રક્રિયા કરવાની આવશ્યકતા હોય છે, તોપણ એવી વખતે તેઓ કહે છે કે "હજુ ગાંઠ પાકી નથી, તમારે હજુ થોડા વખત વાટ જોવી જોઇયે, હાલ તમારા દરદનો કાંઇ ઇલાજ થઈ શકે તેમ નથી." રોગ પુરેપુરો બહાર નિકળે ત્યાં સુધી, અથવા પાકે ત્યાં સુધી વાટ જોતાં જોતાં રોગીને કંઠે પ્રાણ આવે છે. રોગી બિચારો રોગથી યમયાતના શોસતો હોય છે. પણ રોગ પરિપક્વ ન થવાને લીધે ડૉકટર સાહેબના હાથ લુલા પડેલા હોય છે. રોગ થતી વખતેજ તે જાણવાનું સામર્થ્ય જુના વૈદ્યકમાં ન હોવાથી પ્રથમ અવસ્થામાં ઉપાય કરવાથી તે મટાડવાનું જે સહજ બની શકે એવું હોય છે, તે લાભ જુના વૈદ્યકથી લેઇ શકાતો નથી. શરીરને વધારે ત્રાસ થવા જેટલો રોગ જ્યારે બળવાન થાય ત્યારેજ તેમને સમજણ પડે છે. જુના વૈદ્યકમાં શું આ દોષ નથી? જ્ઞાનતંતુનાં દરદનો જ્યારે પ્રથમ આરંભ થાય છે ત્યારે તે ડૉકટરોને પરીક્ષા કરતાં જણાઈ આવતો નથી, એટલુંજ નહિ પણ, રોગ થયા પછી કેટલાક દિવસ થઇ જાય તોપણ તેમનાથી જલ્દી પરીક્ષા કરી શકાતી નથી. જ્યારે રોગ જુનો થાય, અને અતિશય વિકોપ પામી હમેશાં માથું દુઃખવું, વિગેરે જ્ઞાનતંતુના બીજા વિકાર ઉત્પન્ન થાય ત્યારે ડૉકટર સાહેબના લક્ષમાં આવે છે કે જ્ઞાન તંતુઓમાં કોઇ વિકાર થયો છે.

ઉપરની હકીકતની સત્યતા સિદ્ધ કરવા માટે ડૉકટર કુન્હેએ પોતાના અનુભવનું એક ઉદાહરણ આપ્યું છે. તે લખે છે કે, "એક લસ્કરી આધિકારી દવા કરાવવા માટે મારી પાસે આવ્યો. તેના જ્ઞાનતંતુ છેક બગડી ગયા હતા. પોતાના જ્ઞાનતંતુમાં વિકાર થયો છે એ પોતાની માનસિક અસ્વસ્થતાનું ખરૂં કારણ છે એવી તેની પક્કી ખાત્રી હતી. તે કારણ બતાવીને રજા મેળવવા માટે સર્ટિફિકેટ લેવા તે પલટણના ડૉકટર પાસે ગયો. પણ ડૉકટરે તેને સર્ટિફીકેટ અથવા પ્રમાણપત્ર આપ્યું નહિ. ડૉકટરનું કહેવું એવું હતું કે તેને કાંઇ થયું નથી. ફક્ત તેને બરાબર પાચન થતું નથી, જેના પરિણામે તેનું મન અસ્વસ્થ રહે છે, અને તેથી તેને જ્ઞાનતંતુના રોગની ભ્રાન્તિ થઇ છે. મહા મહેનતે પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) મેળવીને તે મારી પાસે આવ્યો. મેં તેના પર હમેશ મુજબ ઉપચાર કર્યા, અને તેમાં મને યશ મળ્યો."

અહિં સુધી જુના વૈદ્યક સંબંધી વિચાર કર્યો, હવે આપણે "**હોમીયોપૅથી**" સંબંધી વિચાર કરીયે.

વિના કારણ ઝેરી અને ગંધાતી દવાઓ ગળામાં રેડીને રોગ મટાડવાનો દાવો કરનારી જુના વૈદ્યકની પદ્ધતિ કરતાં "હોમીયોપૅથી" ઘણી રીતે સારી છે. આ પદ્ધતિમાં દવાનું પ્રમાણ એટલું સૂક્ષ્મ હોય છે કે દવાઓમાં કયાં કયાં તત્વો મળેલાં છે, એ રસાયન શાસ્ત્રીઓથી પણ સમજી શકાતું નથી. રોગીના આહાર સંબંધી "હોમીયોપૅથી" ના જે નિયમ છે તે કુન્હેના "નવીન ચિકિત્સા શાસ્ત્ર" ને સંમત છે. પરંતુ કયો આહાર વધારે ફાયદાકારક છે, એ વિષે "હોમીયોપૅથી" માં નક્કી નીયમ કરેલો નથી. અને તે પદ્ધતિ પ્રમાણે અતિ સૂક્ષ્મ પ્રમાણમાં આપેલી દવા પણ કોઇ કોઇ વાર શરીરપર અનિષ્ટ પરિણામ લાવે છે. એ આ પદ્ધતિનો દોષ છે, એમ કુન્હે કહે છે.

હોમીયોપૅથીની ઘણી બાબતો જુના વૈદ્યકનેજ અનુસરતી છે. ફક્ત દવા આપવાની "હોમીયોપેથી" ની પદ્ધતિ જુદી છે. દવા ઘણા સૂક્ષ્મ પ્રમાણમાં આપીયે તો તેનો વધારે ફાયદો થાય છે એ નવો શોધ હોમીયોપૅથીએ કર્યો છે. જે પ્રમાણે પાણીની વરાળ કરીને તેને સૂક્ષ્મરૂપ આપીયે તો તેનાવડે મોટાં મોટાં યંત્રો ચલાવી શકાય છે, પરંતુ એ શક્તિ સ્થૂળ પાણીમાં હોતી નથી, તેજ પ્રમાણે દવાઓ સૂક્ષ્મ પ્રમાણથી આપીયે તો તેના વડે નુકશાન ન થતાં ફાયદો જલ્દી થાય છે, એવો હોમીયોપૅથીનો સિદ્ધાંત છે. ઔષધ આપવાના કામમાં જૂના વૈદ્યકના કેટલાક દોષ કમી કરીને હોમીયોપૅથીએ સુધારણા કરી છે, એમ કહેવાને કાંઇ અડચણ નથી. પરંતુ રોગના નિદાન સંબંધી જોઇયે તો "હોમીયો પૅથી" જુના વૈદ્યકથી પણ ઉતરતી છે, એમ કહેવું પડે છે. કારણ જૂના વૈદ્યક પ્રમાણે એમાં હજારો રોગ માન્યા છે, અને તે દરેક રોગ પર અનેક ઔષધો છે. વળી તે રોગનાં સર્વ લક્ષણો જોઇને તે પ્રમાણે ઔષધ અપાય તોજ ઔષધનો ગુણ લાગે છે નહિ તો સર્વ પ્રયત્ન નિષ્ફળ જાય છે. આ સિવાય રોગનાં સર્વ લક્ષણો જોઇને તેને જે ઔષધ લાગુ પડે તેજ ઔષધોનું વ્યાજબી તેટલુંજ પાણીનું મિશ્રણ (ડીલ્યુશન) તૈયાર કરવું એ કામ એટલું ભાંજગડનું અને કઠણ છે કે તે કામ કરનારને પોતાના કામમાં પૂર્ણતા મેળવવા માટે ઘણી માથાફોડ અને અતિશય મહેનત કરવી પડે છે. ઘણાઓને હાથે તેનો શ્રમ ન થવાથી તેમનું જ્ઞાન અપૂર્ણ રહે છે. અને બિચારા ભોળા લોકોને વિના કારણ ફસાવવાનું તેમને પાપ લાગે છે.

રોગ મટાડવાની બીજી પદ્ધતિ "**મેસ્મેરિઝમ**" છે. મેસ્મેરિઝમથી રોગ મટાડવાનો પુરો અભ્યાસ કર્યો હોય એવો કોઇ ડૉકટર આપણા તરફ જણાતો નથી. પરંતુ ફ્રાન્સ, અમેરિકા વિગેરે દેશોમાં "પ્રાણવિનિમય" કે મેસ્મેરિઝમથી રોગ મટાડવાનાં સ્વતંત્ર દવાખાનાં છે. જુની વૈદ્યક પદ્ધતિ અને "હોમીયોપૅથી" કરતાં મેસ્મેરિઝમમાં એ સુધારણા છે કે તેને રોગ શું છે, એ પારખવાની જરૂર પડતી નથી. કારણ સર્વ રોગો ઉપર તેનો એકજ ઉપાય છે. તે ઉપાય એજ કે ઉપચારકે પોતાના શરીરમાંની વીજળી રોગીના શરીરમાં દાખલ કરવી. આ પદ્ધતિમાં એક ખામી એ છે કે એના પ્રયોગ સર્વ રોગીઓ ઉપર લાગુ પડતા નથી. સેંકડે દસ રોગીઓ ઉપર એ પ્રયોગોનું સારૂં પરિણામ આવે છે, અને બાકીના નેવુ ઉપર વધતું ઓછું પરિણામ થાય છે. "મેસ્મેરિઝમ" કરનારા વિધાયકની વિદ્યુત શક્તિનો રોગી ઉપર પૂર્ણ અમલ બેસે તો તરત ગુણ પડે છે. પણ એવું ઘણી વખત બનતું નથી.

પહેલી બે પદ્ધતિઓ કરતાં આ ત્રીજી પદ્ધતિ એક બાબતમાં સારી છે, તે એ કે આ પદ્ધતિમાં હજારો રોગની ભાંજગડ નથી. કારણ રોગોની સંખ્યા વધારે હોય તો તે પ્રમાણે તેનાં ઔષધો પણ જુદી જુદી જાતનાં વધારે જોઇયે, અને તેમાંથી રોગને લાગુ પડતું ઔષધ ન હોય તો ભૂલ થવાનો અને દરદીને નુકશાન થવાનો સંભવ રહે છે. "મેસ્મેરિઝમ" અથવા પ્રાણવિનીમયમાં એકજ ઉપચાર હોવાથી ઔષધોની ભૂલચૂક થવાની ભાંજગડ રહેતી નથી.

જે નવીન પદ્ધતિ વિષે અહિ વિવેચન કરવાનું છે, તે પદ્ધતિમાં કશી ભાંજગડ નથી. **સર્વ રોગોનું કારણ એક છે.** અને આપણને જે અનેક પ્રકારના રોગ જણાય છે તે સર્વ એકજ રોગનાં જુદાં જુદાં રૂપ છે, એ આ પદ્ધતિનું મૂળતત્વ છે. જે પ્રમાણે બ્રહ્મ એક છે, પરંતુ ઉપાધિ ભેદથી અનેક રૂપે દેખાય છે તે પ્રમાણેજ સર્વ રોગની સ્થિતિ છે. અને જે પ્રમાણે કુન્હેએ સર્વ રોગોનું આદિ કારણ એવો એકજ મૂળ રોગ માન્યો છે, તે પ્રમાણે સર્વ રોગોપર તેનું ઔષધ

પણ એકજ છે. એ ઔષધ પાણી છે. આ સિવાય સૃષ્ટિના જીવ માત્રને આરોગ્ય રાખવાના કારણરૂપ હવા. અજવાળું, સૂર્ય પ્રકાશ, વિગેરે જે સાધનો છે તે સાધનોનો આ પદ્ધતિમાં વિશેષ ઉપયોગ થાય છે. "**મુખ પરીક્ષા શાસ્ત્ર**"નો ડૉ. કુન્હેએ જે ગ્રંથ લખ્યો છે, તેનો અભ્યાસ કરવામાં આવે તો, તે શાસ્ત્રની મદદથી આ પદ્ધતિએ રોગ ઘણા જલ્દી મટાડી શકાય છે. આ પદ્ધતિની બીજી ખૂબી એ છે કે, બીજી પદ્ધતિઓ પ્રમાણે રોગ સંપૂર્ણ બહાર જણાઇ આવે ત્યાં સુધી ઉપચાર કરવાને માટે વાટ જોતા બેસવાની જરૂર પડતી નથી. શરીરમાં રોગનો પગ પેસારો થયો કે તરત તે મુખચર્યાપરથી જણાઇ આવે છે. મુખપરીક્ષાને અભાવે કદાચ રોગ ઓળખાઇ આવે નહિ તોપણ સર્વ રોગોપર એકજ ઉપાય હોવાથી ઉપાયની યોજના કરતાં કંઇ અપાય થતો નથી. એટલુંજ નહિ પણ શરીરમાંના રોગનાં બીજ શરીરમાંથી સમૂળાં નિકળી જાય છે. ડૉકટરોની વિદ્યા પ્રમાણે રોગ સમજાઇ આવે ત્યાં સુધી તેને બળવાન થવા દેઇને દુ:સાધ્ય થતા સુધી વાટ જોતા બેસવું પડતું નથી. વધારે ખૂબીની વાત એ છે કે રોગીને પોતાને રોગ થયો છે એવું જણાતા પહેલાં **મુખ પરિક્ષા શાસ્ત્ર**ની મદદથી ઉપચાર કરનાર રોગ ઓળખી શકે છે, અને તેનો ઉપાય કરી શકે છે. મુખ પરીક્ષા શાસ્ત્રનું આપણને જ્ઞાન હોય તો રોગનાં લક્ષણો કેવાં હોય છે, રોગ કયા ભાગમાં થયો છે, વિગેરે કંઇ પુછવાની આપણને જરૂર પડતી નથી. ફક્ત ચહેરો, અને ગળું જોવાથી ચિકિત્સાને માટે જરૂરની લગભગ સર્વે વાતોનું જ્ઞાન થાય છે. વૈદ્યોની પેઠે નાડી જોવી પડતી નથી, ડૉકટરોની પેઠે નળી (સ્ટેથૅસ્કોપ) ની જરૂર રહેતી નથી, તેમજ ગમે ત્યાં જઇને રોગની પરીક્ષા કરવા માટે ભારાબંધ હથીઆરો પણ સાથે ફેરવવાં પડતાં નથી. અવલોકન કરવા માટે માત્ર આંખ સંગાથે લેઇ જવી જોઇએ એટલે પરીક્ષા કરવા માટે બીજા કશાની જરૂર રહે નહિ. સ્ત્રીઓના રોગમાં ડૉકટરો પાસે દવા લેવા જતાં તેમને મર્યાદા છોડી પોતાનો દેહ બતાવવો પડે છે. તેમ ન કરે તો રોગની બરાબર પરીક્ષા થાય નહિ, અને કેટલીક—લગભગ સર્વ હિંદુ સ્ત્રીઓને—પોતાના ગુહ્યાવયવો બતાવવા એ તેમને મરણ કરતાં પણ વધારે ખરાબ લાગે છે. આ નવી પદ્ધતિમાં એવી કશી પીડા હોતી નથી. ફક્ત ચહેરો જોઇનેજ રોગની પરીક્ષા થાય છે. એટલે સ્ત્રીઓને માટે આ પદ્ધતિ એક આશીર્વાદ રૂપ છે એમ કહીયે તો તે ખોટું નથી. આ પદ્ધતિની બીજી એક જાણવા જેવી બાબત એ છે કે તેના સર્વ ઉપાય સહેલા અને થોડા ખર્ચમાં થતા હોવાથી હરકોઇ માણસ તેનો લાભ લેઇ શકે તેમ છે.

હવે આપણે મુખ્ય વિષય તરફ વળીયે:—

પોતાની પ્રકૃતિ નિરોગ છે કે નહિ, એ ઘણાજ થોડા લોકો સમજે છે. કારણ નિરોગી હોવાનું લક્ષણ શું છે એ ઘણાઓને ખબર હોતું નથી. એક જણ કહે છે કે "મારૂં શરીર તદ્દન નિરોગી છે. માત્ર થોડોક વાયુનો વિકાર છે. બીજો કહે છે કે "મારા ફક્ત જ્ઞાનતંતુ જરા બગડયા છે. અને તેથી કોઇ વાર મગજનો ત્રાસ થાય છે, નહિ તો મારી તબીયત પૂર્ણ નિરોગી છે." આ પ્રમાણે બોલનારા લોકોને એમ લાગતું જણાય છે કે, જેમનો એક બીજા સાથે સંબંધ ન હોય, અથવા જેનો એક બીજા ઉપર પરિણામ થતો ન હોય એવા જુદા જુદા ભાગ અથવા અવયવો મળીને શરીર બનેલું છે. જુની વૈદક પદ્ધતિઓનો પણ એવોજ મત હોય એમ લાગે છે. કારણ કોઈ અવયવ અથવા શરીરના એક ભાગને રોગ થયો હોય તો વૈદ્ય ડૉકટરો બીજા અવયવ કે સર્વ શરીરની અવસ્થાનો વિચાર ન કરતાં ફક્ત તેટલા ભાગ પુરતોજ ઔષધોપચાર કરે છે. એમ કરવું તદ્દન ભૂલભરેલું છે. જુદા જુદા જે અવયવ મળીને આપણું શરીર થયું છે

તેનો એક બીજા સાથે એટલો નિકટ સંબંધ છે અને તે એવું એકરૂપ છે કે શરીરના એક ભાગમાં, અથવા એક ઇંદ્રિયને રોગ થતાં આખા શરીરપર—સર્વ ઇંદ્રિયોપર—તેનું પરિણામ થવુંજ જોઇયે. આમ બનવું તદ્દન સ્વાભાવિક છે, એ વાત હર કોઇ સમજી શકશે. દાખલા તરીકે આપણી દાઢમાં જો સણકો આવતો હોય તો આપણને અન્નપાણી રૂચતાં નથી. તેજ પ્રમાણે આપણા કોઇ નખમાં જો એકાદ ફાંસ વાગે તોપણ એવુંજ પરિણામ થાય છે. પેટમાં દુઃખતું હોય તો આપણાથી કોઇ કામ થઇ શકતું નથી. તેજ પ્રમાણે શરીરના કોઇ પણ ભાગમાં રોગ થાય, તો તેથી આપણી પ્રકૃતિમાં તત્કાળ અસ્વાસ્થ્ય ઉત્પન્ન થયા વગર રહેતું નથી. શરીરમાં જ્ઞાનતંતુ ચારે તરફ પ્રસરેલા હોવાથી તરતજ આનું પરિણામ આવે છે. એથી એક રોગ થતાં તેની પાછળ પાછળ બીજા રોગ આવતાજ હોય છે. જો પહેલાં થયેલો રોગ બરાબર નિર્મૂળ થાય તો બીજા રોગોનો રસ્તો બંધ થાય છે. પણ જો તેમ ન થયું ને એ એક રોગ શરીરમાં ઘણા દિવસ રહ્યો તો તેના વડે શરીરપર બીજાં પણ અનિષ્ટ પરિણામ થાય છે, અને તે ઘણા દિવસ રહે છે. પરિણામ શું થયું એ સર્વથી સમજી શકાય એવું હોતું નથી. આપણી સર્વ ઇંદ્રિયો પોત પોતાના વ્યવહાર આપણને કાંઈ પણ વેદના, કાંઇ પણ ત્રાસ, કે કાંઇ પણ અસ્વસ્થતા ઉત્પન્ન કર્યા વગર ચલાવતી હોય, અને તેમનો આકાર સ્વાભાવિકરીતે હોવો જોઇયે તેવોજ હોય તોજ આપણે નિરોગી છીયે એમ સમજવું. નિરોગી માણસના સર્વ અવયવોનો આકાર તેમને જે નિયમિત કામો વહેંચી આપ્યાં છે તે કામ કરવાને સગવડ પડતો હોવો જોઇયે. અર્થાત નિરોગી માણસના અવયવ પ્રમાણયુક્ત અને સુંદર હોવા જોઇયે. કોઈ માણસના અવયવ વાંકા ચુંકા કે પ્રમાણ બહારના હોય તો સમજવું કે તે મનુષ્યની પ્રકૃતિમાં કાંઇક દોષ છે; અવયવોનો સ્વાભાવિક આકાર કેવો હોય છે, અને મનુષ્ય પૂર્ણપણે નિરોગી હોય તો તેનો આકાર કેવો હોય છે, એ સમજવાને માટે કેટલાક પૂર્ણ નિરોગી માણસોનો આકાર આપણે બરિકાઇથી જોઇને લક્ષમાં રાખવો જોઇયે. મુશ્કેલી એ છે કે આવા પૂર્ણ નિરોગી અથવા તંદુરસ્ત માણસો મળવા દુર્લભ છે, એટલે હાલ મળી શકે તેવાઓમાંના નિરોગી લોકના શરીરની ઉંચાઇ અને તે ઊંચાઇના પ્રમાણમાં તેમની જાડાઈ તેમજ અવયવોનું પ્રમાણ જોઇને બીજા રોગી લોકો સાથે તેમની સરખામણી કરવી. અને શરીર તથા અવયવોનો સ્વાભાવિક આકાર શરીરના ભિન્નભિન્ન પ્રમાણ પ્રમાણે જુદા જુદા માણસોનો કેવો હોવો જોઇયે એ ઠરાવવું. આ સિવાય બીજો ઉપાય નથી.

શરીરમાં વિકાર હોય તો આકારમાં કેવો ફેર પડે છે, એનાં ઉદાહરણો હરકોઇના અનુભવમાં હોય છે. મેદ ઘણો થવાથી જેમનાં શરીર વાયડાં અને ફુલેલાં થયાં છે, મેદની ઉત્પત્તિ જોઇયે તે કરતાં ઓછી હોવાથી જેમનાં શરીર સુકલકડી બની ગયાં છે, અને સંધીવાથી જેમના સાંધા સુજેલા છે એવાં મનુષ્યોને સર્વેએ જોયાં હોય છે. વ્યાજબી કરતાં વધારે જાડા અને છેકજ સુકલા માણસોને રોગીઓના વર્ગમાં દાખલ કર્યા છે, એ જોઇને આશ્ચર્ય પામવાનું નથી. કારણ પ્રકૃતિમાંના કાંઇ દોષથીજ એ પરિણામ થયું હોય છે. ઉપર કહ્યા તે રોગથી આકૃતિમાં થનારો ફેરફાર જેટલો સ્પષ્ટપણે જણાઇ આવે છે, તેટલો કેટલાક રોગોમાં સ્પષ્ટ જણાતો નથી. પણ પ્રત્યેક રોગમાં ચહેરો અને આકૃતિ થોડી ઘણી બદલાય છેજ. નિરોગી માણસનો ચહેરો અને સ્વરૂપ કેવું હોય એ હરકોઈ માણસ થોડું ઘણું સમજી શકે છે. કોઇ માણસ ઘણે દિવસે મળે અને વચ્ચે તેની પ્રકૃતિમાં વિકાર થયો હોય તો તેને જોતાની સાથેજ તેના ચહેરા ઉપરથી તે માણસની પ્રકૃતિ ઠીક ન હોવી જોઇયે એવું આપણે જાણીયે છીયે. પરંતુ ચહેરા પર કયો કયો, એ ઠેકાણે

અને કયા પ્રમાણમાં ફેર પડયો છે એ આપણે બારિકાઇથી કહી શકતા નથી. પરંતુ ફેર પડયો છે એ આપણને જણાઇ આવે છે એ નક્કી છે. આ ઉપરથી શરીરમાં વિકાર થતાં રૂપમાં ફેર પડે છે, એ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે, જુદા જુદા માણસોના જુદા જુદા અવયવોમાં ભિન્ન ભિન્ન વિકાર થતાં ચહેરાપર કેવો ફેરફાર થાય છે, એ જાણવા માટે ઘણા રોગીઓની સ્થિતિ અવલોકીને કુન્હેએ મુખમુદ્રા ઉપરથી રોગપરીક્ષા કરવાનું એક શાસ્ત્ર કહાડયું છે. આ શાસ્ત્ર સંબંધી વિશેષ માહિતી આગળ આવશે. પોતાની પ્રકૃતિ નિરોગ છે કે નહિ, એ જાણવાનાં બીજાં કેટલાંક સાધન આપણી પાસે છે કે નહિ એ વિષે હવે વિચાર કરીયે.

શરીરને અત્યંત મહત્વની એવી મુખ્ય ઇંદ્રિય જોઇયે તો શ્વાસોચ્છ્વાસ કરવાની ઇંદ્રિય (ફેફસાં) અને પચનેંદ્રિય છે. આ બેઉમાં પચનેંદ્રિયનું મહત્વ બહુ વધારે છે, કારણ ફેફસાં બગડવાનું કે તે સુજવાનું મૂળ કારણ ખોરાક પાચન કરનાર અવયવોની ક્રિયા બરાબર ન ચાલે એ હોય છે, એથી આપણી પ્રકૃતિ રોગી છે કે નિરોગી છે એ આપણી પાચનક્રિયા કેવી ચાલે છે, એ જોતાં સમજી શકાય એવું છે. જેમને ઉત્તમ રીતે અન્ન પાચન થતું હોય તે લોકો નિરોગી હોવા જોઇયે. પણ ઉત્તમ પ્રકારનું અન્ન પાચન કોને કહેવું એ ઘણાજ થોડા લોક સમજે છે. અન્ન પાચનનાં ઉત્તમ લક્ષણો આગળ કહેવામાં આવશેજ. ખરૂં જોતાં જેમને ઉત્તમ રીતે અન્ન પાચન થતું હોય એવા ઘણાજ થોડા લોકો નજરે પડે છે. એવા માણસો તેજ છે કે જેમને કંઈ પણ રોગ ન થતાં પૂર્ણ વૃદ્ધાવસ્થા પામી જેઓ મરણ પામે છે. આવા માણસો ઘણા થોડા હોય એમાં આશ્ચર્ય જેવું કંઈ નથી. કારણ આપણા પેટપર વધારે બોજો લાદીને પચનેંદ્રિયનો આપણે એટલો દુરૂપયોગ કરીયે છીયે કે, એટલો દુરૂપયોગ બીજી કોઈ પણ ઇંદ્રિયનો ભાગ્યેજ થતો હશે. ખાવા પીવાના કામમાં આપણે વારંવાર અતિરેક અને ગાંડપણ કરીયે છીયે. એથી પાચનક્રિયા બગડે છે. આવી રીતે પાચનક્રિયા બગાડવી એ આપણે પોતાને હાથે આપણા શરીરમાં રોગનો પાયો નાંખવા જેવું છે. કારણ સર્વે રોગોનું મૂળ કારણ અપચો છે, એ આગળ જણાવ્યું છે. આવા પ્રકારની અવસ્થાનો ક્યારે આરંભ થાય છે, એની ચેતવણી આપણને આપણી પ્રકૃતિ તરફથી મળે છે. ઓડકાર અને ધચરકાં આવવાં, પેટ ચઢવું, નળમાં વાયુ ભરાવો, બંધકોશ થવો વગેરે પાચનક્રિયા બગડવાનાં ચિન્હો છે. આ ચિન્હ જણાવા છતાં આપણે તેને ગણકારતા નથી. જ્યારે એના તરફથી આપણને વધારે ત્રાસ થાય છે ત્યારે આપણી શુદ્ધિ ઠેકાણે આવે છે, અને એ વાતનો વિચાર કરવા લાગીયે છીયે. આટલી સ્થિતિએ પહોંચતાં આપણા શરીરમાં પાચનક્રિયા બરાબર ચાલે છે કે નહિ એ સમજવું તદ્દન બની શકે એવું, અને તેની રીત ઘણીજ સહેલી તથા ખાત્રી ભરી છે, જે દ્વારથી મળ બહાર પડે છે તે દ્વારની રચના એવી છે કે, જે રીતે અન્ન પાચન થવું જાઇયે તે રીતે બરાબર થતું હોય તો તે દ્વાર મળત્યાગ કરતાં મળને લીધે બિલકુલ ગંદુ થતું નથી. અર્થાત યોગ્ય રીતે અન્નનું પાચન થયું હોય તો મળ એટલો ઘટ્ટ અને બંધાયલો છતાં પોચો અને સુંવાળો નીકળે છે કે જરાએ મળદ્વારને ચોંટી રહેતો નથી. ઝાડો થયા પછી જ્યારે જ્યારે મળદ્વાર અસ્વચ્છ રહે ત્યારે ત્યારે આપણે સમજવું કે યોગ્ય રીતે અન્ન પાચન થયું નથી. જંગલમાં ખુલ્લી હવામાં ફરનારાં નિરોગી જનાવરોને મળ વિસર્જન કરતાં તેમનું મળદ્વાર કંઇ પણ ગંધ ન મારતાં નિર્મળ રહે છે. બકરી, ગાય, ઘોડા, વગેરેનાં આવાં ઉદાહરણ આપણે જાણીયે છીયે. તેમજ જે જનાવરોનું મળદ્વાર મળવિસર્જન પછી સ્વચ્છ રહેતું નથી, તે જનાવર રોગી હોય છે, એ પણ આપણને તપાસ કરતાં જણાશે. જનાવરોને જો મળદ્વાર સ્વચ્છ રાખવા પાણીની જરૂર પડતી નથી તો માણસોને તેની શા માટે ખાસ જરૂર પડવી જોઇયે? આપણી પ્રકૃતિ જનાવરો જેટલી નિરોગી નથી એજ કારણ

છે. શહેરની ગોંધાયલી હવામાં રહેતાં જે જનાવરોને આપણે ગમે તે પદાર્થ ખવરાવીએ છીયે, અને સૃષ્ટિક્રમનું ઉલ્લંઘન કરીને આપણે તેમની પાસે રાત્રે દિવસે ગમે તે વખતે કામ કરાવીએ છીયે, તેવાં જનાવરોની સ્થિતિ જંગલમાં રહેતાં અને ઘાસ વગેરે ખાતાં જનાવરોથી જુદી હોય છે. શહેરમાં રહેતાં જનાવરોનાં મળદ્વાર જંગલનાં જનાવરોના જેટલાં સ્વચ્છ રહેતાં નથી. શહેરની ભાડુતી ગાડીયોના ઘોડાઓની અને બળદોની સ્થિતિ જેમણે જોઈ હશે, તેમને ખબર હશે કે, આવા ઘોડાઓના મળમાં કેટલી દુર્ગંધ હોય છે, અને મળત્યાગ પછી તેમનાં મળદ્વાર કોઈ કોઇ વાર કેટલાં અસ્વચ્છ રહે છે. આ ઉદાહરણો ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, જેમની પ્રકૃતિ સંપૂર્ણ નિરોગી હોય તેનો મળ એવી સ્થિતિમાં બહાર પડવો જોઇયે કે તેનાથી મળદ્વાર ગંધ ન મારતાં સ્વચ્છ રહે. જેની શરીર સ્થિતિ આવી હોય તે માણસ પૂર્ણ નિરોગી હોવો જોઇયે. પછી તે દિવસમાં કેટલાએ વખત શૌચ જાઓ. મળ વિસર્જન પછી જે માણસનું મળદ્વાર એટલું સ્વચ્છ રહે કે તેને પાણી કે બીજા કશાની જરૂર જણાતી ન હોય તે માણસે બેધડક પ્રતિજ્ઞા પર કહેવું કે મારી પ્રકૃતિ તદ્દન નિરોગી છે.

નિરોગી પ્રકૃતિનાં ઉપર કહેલાં લક્ષણ જેને લાગુ પડતાં હોય તે માણસને ભાગ્યવાન સમજવો જોઇયે. નિરોગી માણસને હમેશાં સ્વાભાવિક આનંદ અને ઉલ્લાસ જણાય છે. કોઇ પણ કામ કરતાં તેને હમેશાં ઉત્સાહ રહે છે. પોતાને શરીર છે એ વાત તેને સાંભરતીએ નથી. શરીર તરફથી તેને બિલકુલ ત્રાસ પહોંચતો નથી. થાક લાગતા સુધી કામ કે મહેનત કરતાં તેને આનંદ ઉપજે છે, અને થાક લાગતાં વિશ્રાંતિ લેવાથી તેને ઘણું સુખ ઉપજે છે. બાહ્ય કારણોથી ત્રાસ ફીકર કે દુઃખ ઉત્પન્ન થતાં તે સહન કરવું તેને વધારે મુશ્કેલ પડતું નથી. મનમાં અતિશય દુઃખ અથવા શોક થયો હોય તો લોહી બાળનારો શોક આંસુરૂપે બહાર પડતાં તેના અંતરનો અગ્નિ ઓછો થઈ જાય છે. શોક થતાં આંસુ આવે એ તદ્દન દુર્બળપણાનું અથવા અધીરતાનું લક્ષણ છે એમ સમજવું એ ભૂલ છે. આંસુ એ ક્ષુબ્ધ થયેલા મનના શાંતવનનો સ્વાભાવિક ઉપાય છે. શરીરનાં દુઃખો અથવા વ્યવહારની ફિકર એથી નિરોગી મનુષ્યનું મન છેક ડગમગ થઇ જતું નથી. કારણ સંકટમાંથી નિકળી જવાનું સામર્થ્ય પોતાનામાં છે એવી તેના મનમાં ઉમેદ હોય છે. સ્ત્રી નિરોગી હોશે તો તે હમેશાં આનંદી વૃત્તિથી રહેશે અને છોકરાંનું પાલન તથા ઘરકામ કરવામાં તેને ઉલ્લાસ રહેશે, સ્વરૂપમાં તે સાધારણ હશે તો તે ખોટ આરોગ્યથી આવનારી સતેજતાથી પુરાઇ જશે. આવા નિરોગી પ્રકૃતિના જોડાને નિરોગી, હૃષ્ટપુષ્ટ અને બળવાન બાળકો હોય તો તે કુટુંબના સુખની અવધિજ નથી. આવા કુટુંબમાં ફિકર, કજીયા, કંકાસને ઘણુંખરૂં જગાજ મળશે નહિ.

## પ્રકરણ ૩ જું.

### રોગની ઉત્પત્તિ શાથી થાય છે? જ્વર શાથી ઉત્પન્ન થાય છે?

પ્રત્યેક માણસનો નિરોગી અવસ્થાનો એક સ્વાભાવિક આકાર કરેલો હોય છે. તે આકારમાં ફેરફાર થાય એટલે તે મનુષ્યની પ્રકૃતિમાં કંઈ વિકાર થયો છે એમ સમજવું. પ્રકૃતિમાં ફેરફાર થાયતે પ્રમાણે ચહેરા પર ફેરફાર થાય છે, એ આગળ જણાવ્યું છે. આપણને ચહેરા અને ગળા પર જે ફેરફાર જણાય છે, તેજ પ્રકારનો પરંતુ મ્હોટા પ્રમાણ પર પેડુ અને નિતંબના

તો સર્વ રોગનું કારણ——એકજ છે. બુદ્ધિપૂર્વક બારિકાઇથી અવલોકન કરનારને આ સિદ્ધાંતની સાબીતીના ઘણા દાખલા દરરોજ મળી આવે તેમ છે.

આ વિષય સમાપ્ત કરતા પહેલાં, રોગની પરીક્ષા કરવાની હાલમાં ચાલુ વપરાશમાં આવતી સર્વ રીતો કરતાં "મુખ પરીક્ષા શાસ્ત્ર" વડે રોગોની પરીક્ષા કરવાની નવીન વિદ્યા કેટલી ચઢીયાતી છે, તે બતાવી આપવા માટે થોડાક પુરાવા રજુ કરવાનું ઠીક થઇ પડશે.

સર્વ વૈદ્ય, હકીમ, ડૉકટરો પાસે રઝળી રખડી સાજા થવાને બદલે પ્રકૃતિ છેકજ બગાડી બેઠા પછીજ દરદીઓ ડૉ. કુન્હે પાસે જતા હતા, અને હાલમાં પણ આ કુદરતી રોગોપચાર વિદ્યાના હિમાયતીઓ પાસે લગભગ બધા દરદીઓ આવાજ પ્રકારના આવે છે, તેથી હાલમાં પ્રચારને પામેલી રોગ પારખવાની પદ્ધતિઓની ઉપયોગીતાની ખરી તુલના કરવાનો ડૉ. કુન્હેને બહુજ સારો લાગ મળ્યો હતો. અને તેના હાલના અનુયાયીઓને પણ આવો લાભ મળવો ચાલુ રહ્યો છે. દાખલા તરિકે, એક વખત એક કદાવર, ઉંચો માણસ, જેને લોકો તો સાધારણ રીતે તંદુરસ્તીની મૂર્તિ તરિકેજ માની લે તેવો, ડૉ. કુન્હે પાસે સલાહ લેવા ગયો, અને જણાવ્યું કે પોતે કામ કરવાને તદ્દન અશકત છે. તેણે વધારામાં જણાવ્યું કે "મેં ઘણાક પ્રસિદ્ધ ડૉકટરોની મુલાકાત લેઇ શરીર તપાસાવ્યું છે. તેમણે છાતી ઠોકી, કર્ણનલિકા (સ્ટેથૉસ્કોપ) વડે હૃદયના ધબકારા સાંભળી, પેટ વગેરે દબાવી જોઈ, તેમજ બીજી સાધારણ રીતે તપાસ કરી મને જણાવ્યું કે, તું તદ્દન તંદુરસ્ત છે, અને તપાસ કરતાં તારા શરીરમાં કાંઇજ વ્યાધિ જડી આવતો નથી. પોતે રોગી હોવાનો માત્ર ખોટો ખ્યાલ તારા મનમાં ભરાઈ ગયો છે. અને તેથી ઉપાય તરિકે તારે હવાફેર કરવા મુસાફરીએ નિકળવું, જેથી રોગ સંબંધી મનમાં ઘોળાયા કરતા ખોટા અને નકામા વિચાર વિસારે પડશે, અને શરીર સુધારા પર આવેલું તને લાગશે. હું તેઓની સલાહ પ્રમાણે બરાબર ચાલ્યો, પરંતુ તેનાથી કંઇજ લાભ જણાયો નહિ ત્યારે તમારી પાસે આવ્યો છું." આ દરદીના ગળા તથા માથા તરફ નજર ફેંકતાંજ, અને પછી માથાને જમણી તથા ડાબી બાજુએ ફેરવીને ગળાને બહારથી બરાબર તપાસતાંજ ડૉ. કુન્હેને સ્પષ્ટરીતે માલૂમ પડયું કે, તે માણસના શરીરમાં રોગજનક વિજાતીય દ્રવ્યનો મોટો સંચય થયેલો છે. પોતાના હમેશ મુજબના પાણીના ઉપાય કરવાની ડૉ. કુન્હેએ ભલામણ કરી, અને તે પ્રમાણે ચાલતાં દોઢ માસમાં તેના શરીરમાંથી એટલો તો વિજાતિય દ્રવ્યનો કચરો નિકળી ગયો કે પોતે આખો દિવસ થાકયા વગર કામ કરી શકે છે, એવો શુભ સંદેશો ડૉકટરને કહાવી મોકલ્યો. રોગની પરીક્ષા કયી વિદ્યા વધારે સારી રીતે કરી શકે છે, તે આ વાત ઉપરથી જોઈ શકાશે. આના જેવાજ દાખલા, જેમાં લોકો જે માણસોને આરોગ્યની પ્રતિમારૂપ ગણતા હોય તે માણસો પોતેજ તે વાતનો ઇનકાર કરી, પોતે હમેશ રોગી રહ્યા કરવાની ફર્યાદ કર્યા કરતા હોય તેવા ઘણા દાખલા વારે ઘડીયે જોવામાં આવ્યાની વાત ડૉ. કુન્હે લખે છે. આવા દરદીઓને વૈદ્ય ડૉકટર પાસે જવું પણ ગમતું નથી, કારણ અગાઉના અનુભવ ઉપરથી તેમની ખાત્રી થયેલી હોય છે કે, ડૉકટરો તેમના રોગને માત્ર મનઃકલ્પિતજ ગણી કાઢશે. રોગની પરીક્ષા કરવાની ચાલુ રીતો કેટલી અપૂર્ણ અને નિર્માલ્ય છે તેની ખાત્રી, ડૉ. કુન્હે કહે છે કે, આવા દાખલા ઉપરથીજ થઇ શકે છે.

બીજો એક દાખલો પણ કુન્હે આપે છે. એક અરાડ વર્ષની છોકરીને "કલોરોસીસ" નામનો રોગ થયો હતો. જેને લીધે શરીરની લાલાશ ઓછી થઈ તેને બદલે શરીરનો રંગ લીલાશ પડતો થયો હતો અને તે સાથે હાંફ ચઢતો હતો અને માસિક ઋતુસ્રાવમાં પણ બિગાડ

થયેલો હતો. બીજા ડૉકટરોએ એવો અભિપ્રાય આપ્યો હતો કે, તે છોકરીના શરીરમાં માત્ર "ક્લોરોસીસ" ની થોડી અસર છે, બાકી બીજી બધી રીતે તે **તદ્દન તંદુરસ્ત** છે, અને જો થોડું લોહ લેશે તો ટુંક મુદતમાં પુરેપુરી સાજી થઇ જશે. ડૉકટરોની આવી સલાહ પ્રમાણે તે છોકરીએ લોહ ઘણો વખત ખાધું હતું પણ તેથી તેનું લોહી સુધર્યું નહિ. ડૉ. કુન્હે કહે છે કે, મારા "**મુખ પરીક્ષા શાસ્ત્ર**" ના જ્ઞાને મારી ખાત્રી કરી આપી કે તે છોકરી "તદ્દન તંદુરસ્ત" અને વળી તેજ વખતે "ક્લોરોટીક" હોઇ શકેજ નહિ, કારણ કે તેના શરીરમાં વિજાતિય દ્રવ્યનો મોટો સંચય થયેલો હતો. છેક વાળ જેવી ઝીણી નસો જે લોહીને તંદુરસ્ત હાલતમાં ચામડીપર સરખીરીતે પ્રસારે છે, તે આ છોકરીના શરીરમાં પુરાઈ ગયેલી હતી, અને તેથી ત્વચાના બહારના ભાગમાં લોહી પુરતા પ્રમાણમાં પહોંચી અને ફરી શકતું ન હોવાથી, ચામડી ફીક્કી અને રોગી દેખાતી હતી. આનું કારણ ઘણાં વર્ષની અપૂર્ણ પચનક્રિયાજ હતી, જે વાત દરદીએ પોતે પણ કબુલ કરી. આ ઠેકાણે ખાસ કહેવાની જરૂર છે કે, તંદુરસ્ત માણસની પચનશકિત કેવી હોવી જોઇયે તે ઘણાંખરાં માણસો જાણતાંજ નથી, અને તેથી તેવી જાતની પાચન શકિતની મોટી અગત્ય લોકોના ખ્યાલમાં પણ રહેતી નથી. આ વાતનાં તાજાં દૃષ્ટાંત દરેક કુશળ વૈદ્ય ડૉકટરને દરરોજ મળી આવે છે. આ છોકરીને મેં આગળ કહેલા માણસના જેવાજ જળોપચાર કરવાની ભલામણ કરી, અને તે પ્રમાણે ચાલતાં થોડાક મહીનામાં તેનો રોગ સમૂળગો જતો રહ્યો, અને તેનો દેખાવ તદ્દન ફરી ગયો. આ ઉપરથી પ્રચલિત રોગ પરીક્ષાની પદ્ધતિઓ દરદીની ખરી સ્થિતિ જાણવાને કેટલી અશકત હોઇ ભુલાવામાં પડે છે તે બરાબર રીતે જણાઇ આવે છે. કારણ કે ખરો રોગ જે પોતે વિજાતીય દ્રવ્યના ભરાવાથી પેદા થયો હતો તેની માત્ર બહારની નિશાની તે "ક્લોરોસીસ" હતી. અને શરીરમાં વિજાતીય દ્રવ્યનો કચરો એકઠો થવાનું કારણ અપૂર્ણ પચન ક્રિયાજ હતી. હવે આ બધી વાતનો નિર્ણય ડૉ. કુન્હેએ દરદીના ગળા તથા માથા તરફ જોતાંજ કરી દીધો, પરંતુ બીજા ડૉકટરો તો તે વાત ખોળી કાઢવાને અશકત નિવડયા.

એક વધારે દૃષ્ટાંત લ્યો. બહુજ સખ્ત બંધકોશથી પિડાતી એક બાઇ ડૉ. કુન્હે પાસે ગઇ. હતી. કોઇ પણ દવાની તેના રોગપર અસર થઇ નહિ ત્યારે ડૉકટરોએ તેને કહ્યું કે તારે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી, કેમકે ઘણાંએ કેવળ નિરોગ માણસોને બંધકોશની પિડા રહ્યા કરે છે, અને તે જો મટે તો પોતાની મેળે એમને એમ મટી જાય છે. આ બાઇને તપાસતાં ડૉ. કુન્હેને જણાયું કે તેનું શરીર બહુજ મલપૂર્ણ બનેલું હતું, અને ખાસ કરીને કચરાનો પેટમાં ઘણોજ ભરાવો થયેલો હતો જેને લીધે ત્યાં લાંબા વખતથી અંદરની બાજુએ ઘણીજ ગરમી રહ્યા કરતી હતી. અને આવી સખ્ત ગરમીને લીધે આંતરડાંમાં પેદા થતા રસ બધા સુકાઇ જતા અને ઝાડાનો ભાગ અંદર બળીને સુકા લાકડા જેવો થઈ જઇ આંતરડાંમાંજ ભરાઈ રહેતો હતો. તેને જળોપચારના સામાન્ય ઉપાય બતાવવામાં આવ્યા, અને શરૂઆતનાં થોડાંક સ્નાન લીધા પછી બહુજ થોડા વખતમાં અંદરની ગરમી બહાર નિકળી આવવા લાગી જેને લીધે દસ્ત સાફ આવવા લાગ્યો. આ દાખલા ઉપરથી પણ પ્રચલિત રોગનિદાન પદ્ધતિઓની અપૂર્ણતા જણાઈ આવે છે. એક માણસ તદ્દન તંદુરસ્ત હોય છતાં તેને બંધકોશ રહ્યા કરે એના કરતાં વધારે ભૂલભરેલો બીજો કોઇ વિચાર હોઇ શકે નહિ. આવી માન્યતા સત્યથી કેટલી બધી દૂર છે! બહારનાંજ ચિન્હો જોનાર પણ તેનાં અંદરનાં કારણો ખોળી કાઢી શકવાને અસમર્થ બાળકોજ આવો વિચાર બાંધી બેસે. પરંતુ ખરીરીતે તો **નબળી પચનક્રિયા એજ સર્વ જાતના રોગની જનની છે.**

# પ્રકરણ ૬ ઠું.

## કુનેહના ઉપચારોની વિધિ.

### બાષ્પસ્નાન, સૂર્યસ્નાન અથવા આતપસ્નાન, માર્જન કે ઘર્ષણ સાથેનું કટિસ્નાન, ઉપસ્થ માર્જન વગેરે.

તરેહવાર જાતના વ્યાધિઓ અને તેઓનાં કારણોનું વર્ણન અને વિચાર પાછલાં પ્રકરણોમાં કરી ગયા પછી મનુષ્યજાતને લાગુ પડતા વિવિધ વ્યાધિઓને મટાડવાનાં સાધનો વિષે માહિતગાર થવાની અગત્ય ઉપસ્થિત થાય છે, અને આ બાબતમાં પણ વળી એકજ પ્રકારનો ઉપાય સર્વ રોગો ઉપર લાગુ પડવાની આપણે ચોક્કસ આશા રાખી શકીએ, કારણ કે આપણે જોઈ ગયા છીએ તેમ સર્વ રોગોનું મૂળ કારણ પણ એકજ હોય છે.

સૌથી પ્રથમ તો બાષ્પસ્નાન જેને આપણે સાધારણ રીતે નાસ લેવો અગર બાફ લેવો કહીએ છીએ, તે કેટલાક ફેરફાર સાથે ઘણા રૂપમાં લઈ શકાય છે. ત્વચા અથવા ચામડીનું કામ નિયમિત બનાવવામાં બાષ્પસ્નાન એ ઘણોજ વિશ્વાસપાત્ર અને ઉપયોગી ઉપાય છે, અને જે લોકો પોતાની તનદુરસ્તી જાળવી રાખવા માગતા હોય, તેમજ જે દરદીઓ ફરીથી તનદુરસ્ત અને ખૂબસુરત બનવા ઇચ્છતા હોય તેઓને માટે બાષ્પસ્નાન એ એક અતિશય મહત્વનું સાધન છે.

### સર્વાંગ બાષ્પસ્નાન.

આપણે આગળ કહી ગયા છીએ કે કુદરત ચામડીવાટે પરસેવાના રૂપમાં શરીરમાં થતો કચરો બહાર કાઢી નાખે છે. આથી શરીરમાં દવાનું કોઈ પણ વિષ દાખલ કર્યા વિના પુષ્કળ પરસેવો થાય એમ કરવું, એ કુદરતને મદદ કરનાર નિર્દોષ ઉપાય છે. સારી પેઠે શરીરની મહેનત કરવાથી અથવા કસરત કરવાથી પરસેવો થાય છે, પણ પરસેવો થાય એવી કસરત નબળા રોગીઓ કરી શકતા નથી, તેમજ નિરોગી માણસોથી પણ ઘણે પ્રસંગે પુષ્કળ પરસેવો થાય એટલી કસરત ધીરજથી થઈ શકતી નથી, આથી પુષ્કળ પરસેવો થવા માટે રોગીએ તથા નિરોગ રહેવાની ઇચ્છા રાખનારે નીચેનો પ્રયોગ કરવો.

જેમને સગવડ હોય તેમણે નેતરનો ભરેલો એક માણસ સુઈ શકે એવો ખાટલો કરાવવો. અને નેતરનો ભરેલો ખાટલો ન મળી શકે તો વહાણનો ભરેલો ખાટલો પણ ચાલી શકશે. આવા એક ખાટલા ઉપર કશું પાથર્યા વિના તથા કોઈ પણ વસ્ત્ર શરીરપર રાખ્યા વિના દરદીએ ચત્તા સુઈ રહેવું. જેમને આવા ખાટલાની સગવડ ના હોય તેમણે બેઠા બેઠા આ પ્રયોગ કરવો. ખાટલાપર સુતા પછી સારા ખળખળતા ઉકળતા પાણીનાં બે તપેલાં એક વાંસા આગળ અને એક પગ આગળ રહે એવી રીતે ખાટલા તળે મુકી દેવાં. રોગીનું આખું શરીર તથા ખાટલાની ચારે બાજુઓ છેક નિચે સુધી ઢંકાઈ રહે એવી રીતે બનાત, બનુસ કે એવાંજ બીજાં ઉનનાં વસ્ત્રો તેને ઓઢાડવાં. વરાળ બહાર નીકળી જાય એવું કોઇ પણ બાકુ ના રહે એવી સાવધાનતા રાખવી. કદી સુનાર દરદી મુખ ઉપર પણ ઓઢશે તોએ હરકત નથી. મોઢે ઓઢવાથી પેહેલાં કદાચ સહેજ ગભરામણ લાગશે પણ પછી સારૂં લાગશે. ઉપર કહ્યું તેમ આશરે બે ઘડા પાણી નજીકના ચુલા ઉપર ઉકળતું તૈયાર રાખવું, અને દરદી મોટી ઉમરનો હોય તો ગરમ પાણીનાં ત્રણ વાસણ ભરી ખાટલાની નીચે ઝડપથી મુકી દેવાં. એક વાસણ કમ્મર નીચે રાખવું, બીજું વાસણ પગની પીંડિઓ નીચે રાખવું, અને ત્રીજું ખાંધ નીચે રાખવું. બાળકને માટે તો એકજ વાસણ બસ થઈ પડશે.

અને તેને કમ્મરથી જરા ઉપર પીઠ હેઠળ રાખવું. મૂખ્ય મતલબ બાફ આપવાની છે. એક વાર મુકેલાં વાસણોથી પુરતી બાફ આવે તો પાણી બદલવાની જરૂર નથી, પણ જો બાફ પુરતી ના આવે તો પાણી ટાઢું થાય કે તે વાસણ કાઢી તેની જગ્યાએ ફરી બીજું ઉકળતા પાણીનું વાસણ મુકી દેવું. અને જો તેમ કરવું ફાવે એવું ના હોય તો અગાઉથી બે ત્રણ ઇંટો તપાવી રાખવી, અને તેમાંથી એક ઇંટને છાંટા ઉડી રોગી દાઝે નહિ એવી રીતે સાચવીને ધીમેથી પાણીના વાસણમાં મુકી દેવી. આથી વરાળ વધવાથી પરસેવો સારી રીતે થવા માંડશે. વળી પાંચેક મીનિટ પછી બીજી તપાવેલી ઇંટ અંદર સંભાળીને નાખવી. વળી પાંચ મિનિટ પછી ત્રીજી નાંખવી. આથી જોઇએ તેટલી વરાળ થશે. આ રીતે ગરમ પાણીનાં તપેલાં બદલીને અગર તો ઠંડાં થઈ ગએલાં તપેલાંમાં ગરમ કરેલી ઇંટો બુરાડીને દરદીને પુષ્કળ પરસેવો લાવવો. પરંતુ એક તપેલું કાઢી લઈ બીજું મુકવામાં અગર તો તપાવેલી ઇંટો બુરાડવામાં બહુ વિલંબ થવો ના જોઇએ, કેમકે બાફની અસર શરીરને જારી રહેવી જોઇએ. પાસાના ભાગમાં જોઇએ તેટલો પરસેવો થયા પછી, એટલે કે દશ કે પંદર મિનિટ પછી, દરદીએ ઉંધા સુઈ રહીને પેટ વગેરે આગલા ભાગને પણ પરસેવો થવા દેવો. શરીરના જે ભાગમાં દરદ અથવા વિજાતીય દ્રવ્યનો વધારે ભરાવો હોય તે ભાગને પરસેવો જલદી વળતો નથી, અને આવા ભાગો ઉપર વધારે વરાળ આવે એવી રોગીને પોતાને ઇચ્છા થાય છે. આ ઇચ્છાને અનુસરી તે તે ભાગો ઉપર વધારે ગરમી લાગે એવી વ્યવસ્થા કરતા રહેવું. બાળકોને પણ આ બાષ્પસ્નાન તેમની શક્તિ પ્રમાણે કરાવી શકાય છે. મોટા માણસે ઉપર લખ્યા પ્રમાણે બધું થઇને પા કલાક અથવા અડધા કલાક સુધી ઇચ્છા પ્રમાણે પરસેવો થવા દેવો. જે દરદીઓને ખુરશી ઉપર બેસી વરાળ લેવાનું વધારે અનુકૂળ લાગે તેમણે ખુરશી ઉપર બેસીને પોતાના શરીરને તથા ખુરશીને ખાટલાની પેઠે ગરમ કપડાથી ઢાંકી દેવું. ઉકળતા પાણીનું તપેલું ખુરશી તળે મુકવું, પગ ખુરશીથી નીચે રાખવા અને પગનાં તળીઆંને વરાળ આપવા માટે ગરમ પાણીનું એક બીજું નાનું વાસણ પગ તરફ મુકીને તેના ઉપર લાકડાંની બે ત્રણ ચીપો મૂકીને તે ઉપર પગ ગોઠવવા, જેથી વાસણની અંદરની બાફ પગનાં તળીયાંને લાગશે.

ઘણા નબળા માણસોએ તથા જેઓ અત્યંત માંદા હોય અને મૂખ્યત્વે કરીને જેમને જ્ઞાન તંતુઓનો તથા મગજ ખાલી પડી ગયાનો રોગ હોય તેઓએ આ ઉપાય ડાકટરની ખાસ ભલામણ વગર કરવો નહિ. વળી આ બાષ્પસ્નાનનો પ્રયોગ અઠવાડીઆમાં બે કરતાં વધારે વખત ખાસ કારણો સિવાય દરદીએ કરવો નહિ.

સારી પેઠે પરસેવો થઈ રહ્યા પછી રોગીના શરીર ઉપર ઓઢાડેલાં વસ્ત્રો કાઢીને બારી બારણાં બંધ રાખવાં, કે જેથી પરસેવાવાળા ઉઘાડા શરીર પર પવનના સપાટા આવે નહિ. પરસેવા વાળા શરીર પર પવનના સપાટા લાગવાથી શરીરમાં ઉધરસ, દુખાવો વગેરે વ્યાધિઓ થઈ આવે છે, માટે સાવધાનતા રાખવી. વસ્ત્રો લેઇ લીધા પછી શરીરને શીતળ કરવાને વાસ્તે આગળ વર્ણવવામાં આવનાર કટિસ્નાન અથવા માર્જનવિધિ અવશ્ય કરવી જોઇએ આ સ્નાનમાં શરીરનો ફક્ત મધ્યનો પેઢુનો ભાગજ ઠંડા પાણીમાં બુરાડીને ધોયા કરવાનો હોય છે. અને પેઢુ સિવાયના બીજા બધા છાતી, હાથ, પગ, ગર્દન, માથુ, વગેરે સર્વ અવયવને ઉપર લખેલ કટિસ્નાન લેતા પૂર્વે અને લીધા પછી ઝડપથી ઠંડા પાણીએ ધોઇને ઘસીને ગરમ કરી દેવા જોઇએ. કેટલાક લોકો પરસેવાવાળા શરીર પર ઠંડું પાણી લગાડતાં ડરશે. અને શરદી થઇ જવાની શંકા કરશે પરંતુ તેવો ભય રાખવાનું મુદ્દલ કારણ નથી. વરાળથી ગરમ થએલા શરીરને ઠંડું કરવાની ખાસ જરૂર છે. અને તેથી શરીર સ્ફુર્તિવાળું અને દ્રઢ બને છે. જરૂર પુરતા સમય સુધી શીતળ કટિસ્નાન લીધા પછી ખુલ્લી હવામાં અગર તો ખાસ કરીને તડકામાં થોડીક કસરત કરીને શરીરમાં

પરસેવો લાવી દેવો જોઇએ. પરંતુ જો દર્દી નિર્બળ હોય તો તેણે ગરમ કપડાં ઓઢીને પલંગપર સ્વસ્થ સુઈ રહેવું તેમ છતાં આગળ કહેવા પ્રમાણે અતિ અશક્ત દર્દીઓને તો બાષ્પસ્નાન આપવુંજ ન જોઇએ.

## એકાંગી બાષ્પસ્નાન.

શરીરના વિશેષ વિશેષ ભાગોને વરાળ આપવાની કેટલીક વખત જરૂર પડે છે. શરીરના કોઈ ભાગ પર ઘા વાગવાથી અગર ઝેરી જાનવરના દંશ થવાથી કે બીજા કોઈ આગંતુક કારણથી સોજો કે વેદના થઈ આવે ત્યારે આખા શરીરે વરાળ આપવાને બદલે ફક્ત દરદવાળા ભાગ ઉપરજ વરાળ આપવાથી ચાલી શકે છે. દાખલા તરીકે એકલા પેડુના ભાગ પર બાષ્પસ્નાન લેવાથી કઠણ ઉદર રોગો, પાન્ડુરોગ, ગર્ભાશય સંબંધી રોગો વગેરે સારા થાય છે. પેડુ પર વરાળ લીધા પછી પણ આખું શરીર ગરમ થએલું લાગે છે માટે અગાઉ પ્રમાણે કટિસ્નાન વગેરે કરવાની જરૂર છે. જનનેન્દ્રિયના વ્યાધિવાળાં સ્ત્રી પુરૂષોએ આગળ વર્ણવવામાં આવનાર "ઇન્દ્રિય ઘર્ષણ સ્નાન" કરવું એ વધારે સલાહકારક છે.

તેજ પ્રમાણે કાન, આંખો, નાક, ગળું, દાંતનો દુખાવો, અને ગુમડાં, તથા ગાંઠો વગેરે માટે ગર્દન અને માથા ઉપર વરાળ લેવાથી ઘણોજ ફાયદો થાય છે. દાખલા તરીકે, વરાળ લેવાથી પરસેવો આવવા લાગે કે ગમે તેવો સખ્ત દાંતનો દુખાવો નરમ પડતો જણાય છે. આ સ્નાનથી પણ જો માથુ, છાતી વગેરે ગરમ થયેલાં હોય તો તે ભાગને ઠંડા પાણીથી ધોઇ નાખી કોરા કપડાથી જલદી ઘસીને સાફ કરી પછી રીવાજ મુજબ કટિસ્નાન કે ઇંદ્રિયઘર્ષણ સ્નાન લેવું. જો દર્દ ફરીથી થવા લાગે તો સર્વાંગ બાષ્પસ્નાન લેવું, અને તે વખતે પેડુપર વરાળ ખાસ કરીને બરાબર લાગે તેવી સાવધાનતા રાખવી. અર્થાત સર્વાંગ બાષ્પસ્નાન અને ગ્રીવા ( ગળુ ) બાષ્પસ્નાન દર્દ મટી જતાં સુધી વારાફરતી લેવાં.

શ્લેષ્મ અથવા સળેખમ, જ્વર, સંધિવા, અકડાઈ ગએલા સાંધા, અને યકૃત ( લીવર ) ના અને મૂત્રાશયના રોગોમાં આ વરાળનો પ્રયોગ બહુ લાભ કરે છે.

## ઉષ્ણવાયુસ્નાન.

*ઉપર લખેલા વરાળના પ્રયોગ જેવોજ ગરમ હવાથી પરસેવો લાવવાનો પ્રયોગ છે. ફેર માત્ર એટલોજ છે કે આ પ્રયોગમાં વરાળને બદલે સળગતા કોયલાનો અથવા એક રકાબીમાં થોડો 'આલ્કોહોલ' નાંખી તેને સળગાવી તેમાંથી નિકળતી ગરમ હવાનો ઉપયોગ કરવામાં આવે છે. આપણા લોકોએ આલ્કોહોલને બદલે સળગતા કોયલા વાપરવા સારા છે. એક તવીમાં એકાદ ખોબા જેટલા બરાબર સળગેલા કોયલા ભરી રોગીએ પાટલાપર કે ખુરશીપર બેસવું. પાટલાપર બેસતી વખતે તવી પોતાની સામે, અને ખુરસીપર બેસતી વખતે ખુરસીની નીચે કોલસાની તવી મુકવી. પછી એક ઝટ સળગી ઉઠે નહિ તેવું જાડું વસ્ત્ર પોતાનાપર ઓઢી લેવું. દેવતાની ઝાળથી કપડું દાઝે નહિ તેની સાવચેતી રાખવી. એક ભીંતની સાથે ઉભો પાટલો મુકી તે પાટલા આગળ દેવતાની તવી મુકી તેની સામે બેસી, ઓઢેલા કપડાના છેડા પાટલા અને ભીંતની વચ્ચે દાબી દેવાથી સળગવાનો સંભવ ઓછો થશે. પછી બે ત્રણ બીજાં ઉનનાં વસ્ત્રો વરાળના પ્રયોગની પેઠેજ ઓઢી લેવાં. આ પ્રયોગમાં માથું તથા મ્હોં હમેશાં બહાર રહે એવી રીતે ઓઢવું. માથા ઉપર એક ભીનો ટુવાલ કરી ચાર પાંચ ગડીઓ વાળી તેને કપાળથી ઉપરના ભાગમાં તથા લમણા ઢંકાઇ રહે એવી રીતે મુકવો. જો દેવતા જોઇએ તેટલો હશે તો પાંચેક મિનિટમાં પરસેવો થવા માંડશે. વધારે

* ડૉ. છોટાલાલ જીવનલાલ.

દેવના ઘણાથી સહન થઈ શકતો નથી, અને કોઇ કોઈ વખત પગના નળા વગેરે બહુ ઉના થવાથી દાઝવા જેવું લાગે છે. તેવી વખતે અધિક ઉના થયેલા ભાગ ઉપર અંદરને અંદર હાથ ફેરવવાથી તે ભાગનું રક્ષણ થાય છે. પરસેવો થવા માંડયા પછી પંદર અથવા વીશ મિનિટ સુધી ઇચ્છાનુસાર પરસેવો થવા દેવો. માથા ઉપર મૂકેલું લૂગડું ગરમ થઈ ગયું હોય તો તેને ફરી પાણીમાં પલાળી ટાઢું કરી પાછું મૂકવું. આથી માથું ઉષ્ણ થઈ જતું નથી. પંદર અથવા વીશ મિનિટ થઈ ગયા પછી સાચવીને રોગીની પાસેના મનુષ્યે ઓઢેલાં વસ્ત્ર લેઈ લેવાં. પરસેવો થયેલા શરીરે પવનનો સપાટો ન લાગે તેવી સાવધાનતા રાખવી. પછી વસ્ત્રથી પરસેવો લોહી નાખી ટંડા જળથી સારી રીતે સ્નાન કરવું. વરાળના સ્નાનના પ્રયોગમાં કહ્યા પ્રમાણે કટિસ્નાનવાળો પ્રયોગ કરવાને અડચણ નથી. તે પ્રયોગની સગવડ ન હોય તો ટંડા જળનું સ્નાન પૂરતું છે. સ્નાન કર્યા પછી એક કલાક ઓઢીને સુઈ રહેવું અથવા ઉંઘ આવે તો ઉંઘી જવું સારૂં છે; બને તો રોગીને આખે શરીરે ચંપી કરવી. નિરોગ મનુષ્યે શરીરમાંથી વિષ કાઢવાને આ પ્રયોગ કર્યો હોય તો તેણે શરીરમાં સહજ ગરમી આણવી. નિરોગ મનુષ્ય એક કલાક આરામ લીધા વિના પોતાને કામે જશે તોપણ અડચણ નથી.

વરાળનો તથા આ પ્રયોગ જમ્યા પૂર્વે ગમે ત્યારે કરવા અડચણ નથી. પણ જમ્યા પછી કરવો હોય તો વચમાં ત્રણેક કલાક જવા દીધા પછીજ કરવો. આ પ્રયોગ કરીને રાત્રે સુઈ જવાથી બહુ સારી નિદ્રા આવે છે.

પ્રયોગ સમયે સારી પેઠે પરસેવો થવા માટે તથા લોહીમાં પડનારી જળની ખોટ પૂરી પાડવા માટે પ્રયોગની પૂર્વે તથા પ્રયોગની મધ્યમાં એકેક પવાલું અથવા તૃષા હોય તો તેથી પણ વધારે જળ પીવું હિતકારક છે. પ્રયોગ પછી ટંડા જળથી સ્નાન કરવાની જેને બીક લાગતી હોય તેણે સ્હેજ હુંફાળા પાણીથી સ્નાન કરવું. પણ ટંડા જળથી સ્નાન કરવાથી શરીરને ઘણુંજ સારૂં લાગશે.

આ પ્રયોગના સંબંધમાં ડૉ. સ્ટૉકહોમ લખે છે કે મનુષ્યે રોગને થતો અટકાવવાને માટે આ ઉષ્ણવાયુનું સ્નાન અઠવાડીયામાં ઓછામાં ઓછા એક વાર કરવું જોઇએ. રોગીઓએ પોતાના રોગના પ્રમાણમાં તેને નિત્ય બે બે દહાડે કે ત્રણ ત્રણ દિવસે કરવું જોઇએ. તે દુર્બળતા આણનાર નથી. બેશી શકવાને પણ અશક્ત એવા રોગીઓમાં નિત્ય આ સ્નાન કરવાથી બળ આવે છે. પ્રથમ પ્રયોગ વખતે શરીરમાંથી મળ નીકળી જવાને લીધે કદાચ નબળાઈ આવેલી હોય, એવો ભાસ થાય છે, પણ થોડા કલાકમાંજ તેવો ભાસ ટળી જઈ બળ આવેલું જણાય છે. તન્દુરસ્તીમાં તથા રોગમાં બંનેમાં આ પ્રયોગ લાભકારક છે.

(૧) આ પ્રયોગથી ચામડી સ્વચ્છ થાય છે, અને બીજા કોઈ પણ સ્નાનથી નહિ વધી શકે એવો ચામડીનો આરોગ્યને આપનારો વ્યાપાર વધે છે, અને આથી મળને કાઢનારી બીજી ઇન્દ્રિયોનો કામનો બોજો ઓછો થાય છે.

(૨) તેથી આખા શરીરમાં લોહીની ગતિ સમાન થાય છે, અને શરીરના કોઈ પણ ભાગમાં ગંઠાઈ ગએલું લોહી છુટું પડે છે.

(૩) રૂધિરને શુદ્ધ કરવાનો સહેલામાં સહેલો અને વહેલામાં વહેલો ફાયદો કરનારો આ રામબાણ ઉપાય છે. લોહીના સઘળા મળને તે તદ્દન સાફ કરે છે.

(૪) આ પ્રયોગ જ્ઞાનતંતુઓને શાંત અને સ્વસ્થ કરે છે. મગજમાંથી ચિંતાનાં જાળાં સાફ કરે છે, અને તેને સ્વચ્છ અને તાજું કરી મુકે છે.

લોહી બગડવાથી થતા સઘળા રોગોમાં શરીરના કોઇ ભાગમાં થએલા સોજામાં અને ત્વચાના વ્યાપારની મંદતામાં આ ઉષ્ણવાયુનું સ્નાન અવશ્ય કરીને ઉપયોગનું છે. ઝેર ચઢયું હોય ત્યારે, કંઠ-

માળમાં, ક્ષયમાં, ત્વચાના રોગમાં, વિષમજ્વરમાં, આંતરીયા તાવમાં, ઉધરસમાં, સળેખમમાં, શ્લેષ્મ વ્યાધિઓમાં, એક જાતના ઠાંસા જેવા વ્યાધિ (Croup)માં, સંધીવામાં, શિરોવેદનામાં, યકૃત તથા મૂત્રાશયના વ્યાધિમાં, જુની ખાંસીમાં, જુના અતિસારમાં વગેરે અનેક રોગોમાં આ પ્રયોગ બહુ લાભ કરે છે. ટાઢીયા તાવમાં ટાઢ ચઢવાના સંધિપૂર્વે આ પ્રયોગ કરવો અને સારી પેઠે પરસેવો થવા દેવો. આ પ્રયોગ ત્રણ ચાર વાર કરવાથી બીજો કોઈ પણ ઉપાય કર્યો ન હોય તોપણ તાવ અવશ્ય મટી જાય છે. હઠીલા સંધિવાના રોગમાં, આખા ઔષધિશાસ્ત્રમાં આની બરોબરી કરી શકે એવું એકે ઓષડ નથી. આ રોગમાં નિત્ય આ પ્રયોગ કરવો. દિવસમાં બે ચાર પ્રયોગ કરવાથી પણ ઘણાને લાભ થયો છે. ગર્ભવતી સ્ત્રીઓને પણ ઉપરના વ્યાધિઓમાંથી કોઈ વ્યાધિ હોય તો આ પ્રયોગ લાભ કરે છે. તેથી હાનિ થશે, એવો જરા પણ ભય રાખવો નહિ. ગર્ભવતી સ્ત્રીઓએ છેક નવમા માસ સુધી અઠવાડીયામાં એક બેવાર આ પ્રયોગ કર્યો છે, અને તેનો લાભજ અનુભવ્યો છે.

'ડૉ. કેલોગ પણ આ ઉષ્ણ વાયુથી સ્નાન કરવાના પ્રયોગની તેટલીજ સ્તુતિ કરે છે. તે લખે છે કે વરાળના સ્નાનથી જેટલા લાભ થાય છે તેટલાજ લાભ આ પ્રયોગથી થાય છે. અને તે થોડે ખર્ચે બહુજ સહેલાઇથી દરેક માણસથી પોતાના ઘેર કરી શકાતો હોવાથી વધારે સગવડ વાળો છે. પરસેવો આણવા માટે એનાથી ચઢીયાતો બીજો કોઇ પણ ઉપાય નથી. અને મેલેરીયા તાવનું, ચાંદી (Syphilis) નું અને હડકાયા કુતરાનું ઝેર કાઢી નાંખવા માટે આ પ્રયોગ બહુજ ઉતમ છે.

'બહુ જાડાં થઈ ગયેલાં માણસોની ચરબી પણ આ પ્રયોગથી ઓગળી જઇ તેઓ પાતળાં થાય છે.

'શરીરમાંથી પરસેવા વાટે કચરો કાઢવા માટે ઉપર વર્ણવેલા બે પ્રયોગ જેવો એક ત્રીજો પ્રયોગ છે, અને તે **સૂર્યસ્નાન** ( Sun Bath '**સનબાથ**' ) એ નામથી ઓળખાય છે. સારો તડકો નિકળ્યો હોય એવા દિવસોમાં અથવા ઉનાળાના દિવસમાં આ પ્રયોગ બહુજ સારી રીતે થઇ શકે છે. તે કરવાનો વિધિ નીચે પ્રમાણે છે. આછાં વસ્ત્ર પહેરીને, એટલે, જગન્નાથીનું એક પહેરણ અને પંચીયું પહેરીને રોગીએ પવન બીલકુલ ન આવતો હોય એવી જગામાં તડકે એક સાદડી કે શેતરંજી ઉપર સુઈ રહેવું. પગે મોજાં પહેર્યાં હોય તો તે કાઢી નાંખવાં, અને સ્ત્રીઓ આ પ્રયોગ કરે તો તેમણે ચોળી કાઢી નાંખવી. માથા અને મુખનું તડકાથી રક્ષણ થવા માટે એક મોટું કેળનું પાંદડું તેના ઉપર ઢાંકવું. અથવા તે ન મળે તો ગમે તેવાં લીલાં નાનાં પાંદડાંને પત્રાળાની પેઠે સીવીને તે માથા અને મુખ પર ઢાંકવાં. પેટ ઉપર પણ તેજ રીતે એક મોટું પાંદડું ઢાંકવું, અને તે ન મળે તો એક લૂગડાનો કકડો ભીનો કરીને મૂકવો. તડકામાં આ પ્રમાણે અર્ધા કલાકથી તે દોઢ કલાક સુધી સુઈ રહેવું. જે રોગીઓને સહેલાઇથી પરસેવો ન થાય તેમણે જો તેમને બહુ કંટાળો ન લાગે તો એથી વધારે વાર સુઇ રહેવા અડચણ નથી. બહુ સખ્ત તાપમાં લાંબો વખત આ પ્રયોગ કરવો સારો નથી.

'આ પ્રયોગમાં જેમને શરૂઆતમાં માથું દુઃખે અથવા ચક્કર આવે તેમણે બહુ થોડો વખત આરંભમાં પ્રયોગ કરવો. જે રોગીઓને મુશ્કેલીથી પરસેવો થતો હોય અથવા જેમને બીલકુલ નજ થતો હોય તેવા રોગીઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

'પ્રયોગ પછી શરીરમાં છુટા પડેલા મળરૂપ કચરાને બહાર ઘસડી લાવવાને માટે કટિભાગમાં કરાતાં બન્ને સ્નાનોમાંનું ગમે તે સ્નાન કરવું અગત્યનું છે. આ સ્નાનો વિષે આગળ આ પ્રકરણમાંજ વિવેચન લખવામાં આવશે. અત્યંત નાજુક પ્રકૃતિના રોગીઓ જેમને આ ઠંડા પાણીના કટિભાગના સ્નાનથી શરીરમાં ગરમી સહેલાઈથી પાછી ન આવે તેમણે માથા ઉપર કંઇક ઢાંકીને પાછું તડકામાં બેસવું, અથવા ચાલવું. આવા રોગીઓને આ પ્રયોગ કંઈક સખ્ત પડે છે, અને તેમણે આરંભના ઉપાય તરીકે આ પ્રયોગ કરવો સારો નથી.

'આ પ્રયોગ કરવાનો સૌથી ઉત્તમ વખત દિવસે દશથી તે ત્રણ વાગતા સુધીનો છે. જમ્યા પછી તરત પણ તે કરી શકાય પણ પચનક્રિયામાં અડચણ ન આવે માટે કલાકેક પછી પ્રયોગ કરવો પણ ઠીક છે.

'કેવળ ઉઘાડા શરીરથી આ પ્રયોગ કરવાથી લાભ થતો નથી. આછાં વસ્ત્ર પહેરીને અથવા આખે શરીરે લીલાં પાંદડાં ઢાંકીને પ્રયોગ કરવાથી પરસેવો બહુ ઉતાવળે થાય છે. એજ પ્રમાણે પ્રયોગ પછી ઠંડા જળથી કટિભાગનું સ્નાન જો કરવામાં નથી આવતું તોપણ લાભ જોઇએ એવો થતો નથી, કારણ કે તાપથી છુટા પડેલા મળને બહાર કાઢી નાંખવા માટે ઠંડા જળનું સ્નાન બહુજ જરૂરનું છે.

'આરોગ્યને માટે મનુષ્યે સૂર્યના પ્રકાશમાં રહેવાની બહુ જરૂર છે. જ્યાં સૂર્યનો પ્રકાશ જરા પણ આવતો નથી, એવી ગુફાઓમાં તથા ખાણોમાં છોડવા ઉગી શકતા નથી. પ્રાણીઓનું પણ એમજ છે. આલ્પ્સ પર્વતની ઉંડી ખાણોમાં સૂર્યનો પ્રકાશ દિવસેજ માત્ર થોડા કલાકજ પડે છે, અને તેનો પરિણામ એ આવે છે કે, ત્યાં વસનારા લોકોને કંઠમાળ તથા એવાજ બીજા પુષ્કળ રોગો થાય છે. ત્યાંની એકે એક સ્ત્રીઓને ગળા ઉપર રસોળી થઈ હોય છે; અને પુરૂષોનો મોટો ભાગ ગાંડાઓનો હોય છે. ત્યાંથી થોડે ઉંચે પહાડની બાજુ ઉપર રહેનારા લોકો તન તથા મન બન્નેમાં બળવાન હોય છે. નીચે રહેનારાઓને જ્યારે ઉપર લેઈ જવામાં આવે છે, ત્યારે તેમનું આરોગ્ય સુધરે છે. આથી સૂર્યના પ્રકાશની આરોગ્ય ઉપર બળવાન અસર સિદ્ધ થાય છે.

'પેટમાં સંચય થયેલા કચરાને છુટો પાડવાને તથા તે વડે તે ભાગમાં જામેલી ગરમી ઓછી કરવાને, ઉપર વર્ણવેલા ઉપાયો સાથે પેટે પાટો બાંધવાનો ઉપાય (**કટિ વેષ્ટન**) પણ ઘણો સારો ફાયદો કરે છે. રાઇનું જેમ પ્લાસ્ટર કરવામાં આવે છે તેમ ચોખ્ખી માટીને પાણીમાં પલાળી તેને લૂગડા ઉપર ચોપડી, એટલે તેનું ખૂબ જાડું પડ કરી, પછી પેટે બાંધવાથી સારો ફાયદો થાય છે ઘા ઉપર અને સોજા ઉપર પણ આ પાટો બહુ લાભ કરનારો છે.'

ડો. **કુન્હે** લખે છે કે શરીરના અમુક એક ભાગ ઉપર પણ સૂર્ય સ્નાન લઇ શકાય છે. જે ભાગમાં નાની મોટી ગાંઠો, વહેતાં ધારાં, ચાંદાં, ગડ હોય ત્યાં અને દુખાવાવાળા ભાગને સૂર્યસ્નાન આપવાથી ઘણાં સારાં પરિણામ આવ્યાં છે. આખા શરીરના સૂર્યસ્નાનની માફકજ આ એકાંગસ્નાન પણ લેવાનું હોય છે. એટલે કે રોગી ભાગને પ્રથમ ખુલ્લો કરી પછી તેને લીલાં પાંદડાંથી ઢાંકી સૂર્યના તાપમાં ધરવો.

માટી, પાણી, પ્રકાશ અને હવા એના ઉપર સર્વ પ્રાણીઓનાં જીવન બહુ પ્રમાણમાં અવલંબીને રહેલાં છે. અને આ ચાર તત્વો હોય છે તોજ પ્રાણીઓની માફક વનસ્પતિ પણ જીવતી રહી શકે છે. અને જ્યારે આ ચાર તત્વોમાંથી એકાદ પણ કમતી મળે છે ત્યારે પ્રાણી અને વનસ્પતિની વૃદ્ધિ જોઇએ તેવી સારી રીતે થતી નથી અને જો આમાંનું એકાદ તત્વ મુદ્દલ મળતું નથી તો વનસ્પતિ અને પ્રાણી નાશ પામે છે. તાપ તડકો અને ઠંડું પાણી નુકશાનકારક ચીજો છે, એમ ગણીને ઘણા મનુષ્યો અજ્ઞાનથી તેનો ત્યાગ કરે છે, પરંતુ તે ઠીક નથી. જો નિયમિત પ્રમાણે અને યોગ્ય રીતે આ વસ્તુઓનો ઉપયોગ કર્યો હોય તો પુષ્કળ ફાયદો થાય છે. કારણકે શરીરમાં નિરોગી માણસને સૂર્યના તડકામાં ફરવાથી લુક લાગતી નથી, પરંતુ જેના શરીરમાં વિજાતીય દ્રવ્ય વધારે પ્રમાણમાં હોય તેના શરીરમાં સૂર્યના સખ્ત તાપથી વિજાતીય દ્રવ્ય હાલવા ચાલવા લાગે છે, અને પ્રકોપને પામી શરીરમાં બહુ અસ્વસ્થતા ઉત્પન્ન કરે છે, જેને આપણે "Sun-Stroke સન સ્ટ્રોક" અથવા લુક લાગવી કહીએ છીએ. કોઈ એક ભાગમાં જામેલો કચરો સૂર્યના તાપથી પીંગ-

જાને ઉકળવા લાગે છે. તેની અસરને લીધે માથું દુઃખવું, હાથ પગ ફાટવા, ઉલટી થવી, અને તાવ આવવો વગેરે થાય છે. આવી વખતે કુદરત વિજાતીય દ્રવ્યને શરીરમાંથી કાઢી નાખવાનો જે ભગીરથ પ્રયત્ન કરી રહી હોય છે, તેનાં ઉપર કહ્યાં તે માત્ર લક્ષણો હોય છે. આગળ વર્ણવવામાં આવનાર કટિસ્નાન વગેરે શીત ઉપચાર કરવાથી છુટાં પડેલાં વિજાતીય દ્રવ્યો પ્રકોપને પામતાં અટકી શરીરની બહાર નીકળી જાય છે.

ડૉ. કુન્હેએ બતાવેલા "બાષ્પ સ્નાન," "આતપ સ્નાન અથવા સૂર્ય સ્નાન," તથા "ઉષ્ણ વાયુ સ્નાન" વગેરે ગરમ ઉપચારો પછી તરતજ શીત ઉપચારો જેવા કે ઠંડા પાણીનું સર્વાંગ સ્નાન, કટિસ્નાન, ઉપસ્થ માર્જન વગેરે શા માટે કરવા તે બરાબર વાંચનારના લક્ષમાં ઉતરે માટે તેની અંદર સમાયલા એક મહાન સિદ્ધાંતપર વિવેચન કરવાની અગત્ય છે. કારણ સામાન્ય રીતે લોકો એમ માની લે કે ઉષ્ણતાથી જે કાંઈ લાભ થયો હોય તે તરતજ શીત અથવા ઠંડા ઉપચાર કરવાથી નાશ પામે. પણ ખરી રીતે તેમ નથી, એ સંબંધી અમેરિકાના એક ડૉ. એમરી ઉર્ફે ઓર્વાઈલ એલ. લીચ ( Dr. Emery *alias* Orville L. Leach ) એમણે બહુ સારી શોધખોળ ચલાવી તે સંબંધી લખાણ બહાર પાડેલું છે. જેના આધારે પ્રોફેસર કણીઆએ ગુજરાતી ભાષામાં થોડોક અનુવાદ કરેલો છે, જેમાંનો કેટલોક ભાગ અત્રે ઉપયોગી થઇ પડશે.

મનુષ્યોના રોગની નિવૃત્તિ કરવા માટે વિદ્વાન શ્રમશાલી પુરૂષોએ અનેક ઔષધો શોધી કાઢયાં છે, વ્યાધિના વિવિધ પ્રકારમાં વર્ગીકરણ કર્યાં છે, તે તે વ્યાધિ શાથી થાય છે તેનાં કારણ તથા તે તે વ્યાધિ થતાં શરીરમાં થતી વિક્રિયા ઇત્યાદિનું જ્ઞાન મેળવવા ભગીરથ પ્રયત્ન કર્યા છે, અને હજી પણ જીવનનું રહસ્ય એમને જ્ઞાત થએલું નહિ હોવાથી, ઇચ્છાનુસાર મનુષ્યો પોતાના શરીરને નિરોગ સ્થિતિમાં સદા પર્યંત રાખી શકે એવી કળ એમને હાથ નહિ આવેલી હોવાથી એ દિશામાં પ્રયત્ન ચાલતાજ રહ્યા છે. પણ આપણે કુદરત પ્રતિ જોઇએ છીએ ત્યારે એટલું સ્પષ્ટ સમજાય છે કે **કુદરત કોઈ પણ વિષને ઔષધ રૂપે વાપરતી નથી,** વિષનો પ્રયોગ કરવાથી, વિષ ભક્ષણ કરવાથી, જીવન સદા ચાલતું રહે એવો સંકેત કુદરતમાં દેખાતો નથી. કુદરત એક સાદી રીતેજ સર્વને ઉછેરે છે. મ્હોટાં મ્હોટાં ખડક જુઓ, તે શાથી અને કેવી રીતે બંધાય છે? વનસ્પતિ વર્ગ પ્રતિ જુઓ અને તેને પ્રકૃતિ કેવી રીતે ઉછેરે છે? **કુદરત શીત અને ઉષ્ણનો સાદો નિયમ રાખે છે.** તે પદાર્થને ઉષ્ણ બનાવી પછી તેને ઠંડો પાડે છે. શીત અને ઉષ્ણતાના પર્યાય વડેજ મ્હોટા મ્હોટા પર્વતો બંધાય છે, અને મ્હોટાં મ્હોટાં વૃક્ષો ઉગે છે. રાત્રિ અને દિવસ વારા ફરતી એજ કાર્ય સાધે છે. દિવસના ભાગમાં ઉષ્ણતા સર્વત્ર પ્રસારવામાં આવે છે, અને સાયંકાળ થતાં એ ઉષ્ણતા ઓછી થઇ શીતને પ્રસારવામાં આવે છે. આજ પ્રમાણે ઋતુઓમાં પણ ક્રમવાર શીત અને ઉષ્ણની વહેંચણી કુદરત કરતી જણાય છે. શિયાળા પછી ગ્રીષ્મનો તાપ પડે છે, અને વર્ષાઋતુની સાધારણ ઠંડી પછી શરદની ગરમી પડે છે. સર્વત્ર દ્રષ્ટિ કરી જોશો તો કુદરત આ શીતના અને ઉષ્ણતાના પર્યાય પ્રયોગ વડેજ સર્વત્ર જીવનને પ્રસારતી જણાય છે. જ્યારે કોઈ ઋતુ વધારે લંબાય છે, અર્થાત્ તેને લીધે શીત અને ઉષ્ણતા વધારે વખત લગાડવામાં આવે છે, ત્યારે સુખરૂપતાને સ્થાને રોગનો ઉપદ્રવ થતો દેખાય છે. ગ્રીષ્મનો તાપ વધારે લંબાય છે તો શીતના સમયમાં એનો પગપેસારો થવાથી શીત જ્યારે જોઇએ તેને બદલે ઉષ્ણતા આવી રહેવાથી, ગ્રીષ્મના વ્યાધિ ફાટી નિકળે છે. શીત જ્યારે વધારે વખત લંબાય છે તો આજ નિયમથી શીતના વ્યાધિનો પ્રસાર થઈ રહે છે. શીત કે ઉષ્ણતાનું અતિ પ્રમાણ કોઈ પણ ઋતુમાં થાય છે તો તેથી હાનિ થતી જણાય છે. જે દેશમાં અતિ-

શય શીત પડે છે અને અપેક્ષિત ઉષ્ણતા હોતી નથી, ત્યાં જીવન લાંબુ દેખાતું નથી. જ્યાં ઘણે અંશે ઉષ્ણતાજ રહે છે ત્યાં શરીરમાં નિર્બળતા, આલસ્ય, અને નિદ્રા પ્રસરી રહે છે. અતિશય શીત થવાથી વૃક્ષો મરી જાય છે, અતિશય ગરમી થવાથી પાષાણ ફાટી જાય છે, અને વૃક્ષો બળી જાય છે, તેથી સર્વત્ર કુદરત આ જીવનનો આ સાદો નિયમજ જણાવે છે કે વારાફરતી શીત અને ઉષ્ણતાનો પ્રયોગ કરવો જોઇએ. પદાર્થને ઉષ્ણતા લગાડી તેને શીત કરવો એ તે પદાર્થને જીવન આપવાનું સાધન છે, તે વસ્તુને દીર્ઘસમય નીરોગ સ્થિતિમાં રાખવાનો ઉપાય છે. શીત અને ઉષ્ણતાનો ક્રમિક પ્રયોગ એ સર્વ રોગને હરવાનું સાધન છે, અને સર્વ પ્રકારે જીવનને વધારવાનો ઉપાય છે.

વ્યાધિનો પ્રસંગ છોડી દુધ ઉપર આવીએ છીએ તો દુધ બગડી ન જાય તે માટે સાધારણ રીતે તેને ઉનું કરીને રાખવામાં આવે છે. ઉનું કરીને રાખવાથી તે બગડતું નથી, એ સર્વ પ્રજા જાણે છે. પણ શાસ્ત્રીય રીતે શીત અને ઉષ્ણતાનો પ્રયોગ કરવાથી તે ઘણો વખત સારૂં રાખી શકાય છે. ગાય અથવા ભેંસનું દુધ નિકળે છે, તે સમયે તે લગભગ ૧૦૦ ડીગ્રીની 'ટેમ્પરેચર'નું હોય છે, તેવું દુધ લેવું અને ચાળણી વગેરે કોઈ દ્વારા તેની ઝીણી ધારાઓ થઈ પૃથક પૃથક પડે તેવી રીતે એને વાસણમાં પાથરી દેવું, અને તેમ કર્યા પછી તેને એકદમ ૪૦ થી ૫૦ ડીગ્રી સુધી પર આવી જાય તેટલું ઠંડું કરી દેવું. આમ થવાથી દુધનાં અણુઓમાં એક વિલક્ષણ બળ જેને Radio-activity "**રેડીઓ ઍકટીવીટી**" નામ આપવામાં આવે છે તે આવે છે. એ દુધને એક શીશીમાં ભરી દેવું, કે જેમાં હવા ન આવે. અને પછી તે શીશીને અનુષ્ણ સ્થળે રાખી મૂકવી. આ શીશીમાંનું દુધ એક અઠવાડીઆ સુધી લેષ પણ બગડવા પામતું નથી પણ જેવું તાજું દુધ હોય તેવું ને તેવુંજ રહે છે. જેથી આ સરળપણે સર્વ કરી શકે તેવા પ્રયોગથી પણ સિદ્ધ થાય છે કે દુધમાં જે બગાડ થાય છે, જે જંતુઓ પ્રવેશે છે તે આ પ્રમાણે ઉષ્ણતા અને શીતનો ક્રમિક પ્રયોગ કરવાથી અટકી જાય છે.

દુધને છોડી દેઈ વૃક્ષોના સંબંધમાં જોઇએ છીએ તો ત્યાં પણ શીત અને ઉષ્ણતાનો ક્રમિક પ્રયોગ ચમત્કારરૂપ જણાય એવા વ્યતિકરોને દર્શાવે છે. વૃક્ષોનાં મૂળને કોઈ જાતનું ઢાંકણ આપવું કે જેથી તેના ઉપર ગરમી નહિ લાગે. વૃક્ષોનો જે રસ છે, જે રસ વૃક્ષોમાં ફરી તેને જીવન આપે છે તે શીત છે. આ રીતે ગરમી તેનાથી દૂર રાખવાથી એ રસ શીતનો શીત રહે છે. વૃક્ષોના ઉપરના ભાગ પર ગરમી આપવી. વૃક્ષ જો ઘરના સમીપમાં હોય છે તો આ કામ સરળતાથી થઇ શકે છે. ઘરની જે ભીંત તે વૃક્ષની સમીપ અને સામે આવતી હોય તેના પર લાલ રંગ લગાડવો. એ લાલ રંગના ઉપર સૂર્યનાં કિરણો પડવાં જોઇએ. એ કિરણ એ રંગ પર પડી પરિવર્તન પામી તે વૃક્ષના ઉપરના ભાગ ઉપર પડવાથી વૃક્ષને સૂકવી ન નાંખે છતાં સખ્ત જણાય તેવી ગરમી વૃક્ષને લાગે છે, કારણ કે લાલ રંગ એ અતિ ઉષ્ણવીર્ય છે. આમ થવાથી એ ગરમીવાળા ભાગમાં રસ ફરતો આવે છે ત્યારે એ ભાગને એકદમ ઠંડો કરી દે છે. આમ શીત અને ઉષ્ણતાનો ક્રમિક પ્રયોગ કરવાથી એ વૃક્ષનું કદ અતિ મ્હોટું થાય છે. એનાં ફળના કદમાં પણ મ્હોટો ફેરફાર થાય છે. આ પ્રયોગ કરનારે આ રીતે બાર ગણું મોટું ટૉમેટાનું વૃક્ષ ઉગાડયું છે. જ્યાં ભીંત નહિ હોય ત્યાં લાલ કાચની ગોઠવણ કરી અથવા અન્ય એવી કાંઈ વ્યવસ્થા કરી આ પ્રયોગ કરવાથી એમાં કેટલું સત્ય છે તે સહજ સિદ્ધ થઈ શકશે. ખેડુત વર્ગના લોકો આ સાદા નિયમને સમજી અમલમાં મૂકી જોશે તો તેમને કેટલું ફળ થાય છે, તે જણાયા વિના નહિ રહે. પાક વધારવાનો આ કુદરતી ઉપાય કેટલોક સરળ છે છતાં તેનો લાભ વિરલજ લે છે. મનુષ્યો જ્યારે આ સાદા સિદ્ધાંતને સમજી અમલમાં મૂકશે ત્યારે વિવિધ પ્રકારની ઉન્નતિ તેમને પ્રાપ્ત થયેલી જણાશે.

જે પાણીમાં લોહનું 'એલ્કેલાઇન સોલ્યુશન' હોય તેવા પાણીને દુધ, મત્સ્ય આદિમાં રહેલા 'સોલ્યુબલ એલ્બ્યુમેન' સાથે મિશ્ર કરવું, અને પછી તેને તપાવી ૧૦૦ ડીગ્રી સુધી ઉનું કરવું. પછી કોઈ છિદ્રવાળા પદાર્થ, જેમ કે સડતું લાકડું વગેરે, હોય તેના પર પાતળું અસ્તર કરી લગાડી દેવું, અને તેને એકદમ ૪૦ થી ૫૦ ડીગ્રી સુધી ઠંડું કરી દેવું, આમ કરવાથી આ મિશ્રણ પ્રકાશમય થઈ રહે છે, અને ઘણા કલાક સુધી તેવી સ્થિતિમાં એ રહી શકે છે. લોહના 'સોલ્યુશન' વાળા પાણીમાં સડતા 'એલ્બ્યુમેન' ને મૂકી તેની 'ટેમ્પરેચર' ૪૦-૫૦ ડીગ્રી સુધીની કરી દેવી અને તેની સપાટી પર ઉષ્ણ કિરણોનાં પરિવર્તન પાડવાં. આમ કરવાથી એમાં તરતજ જીવતાં જંતુઓ ઉત્પન્ન થએલાં જણાશે કે જે સિદ્ધ કરી આપે છે કે **જીવનનું સાધન ઉષ્ણુતા અને શીતનો ક્રમિક પ્રયોગ છે.**

આ પ્રમાણે આ વિવિધ પ્રયોગોથી સિદ્ધ થઇ શકે છે કે ઉષ્ણુતા અને શીતનો ક્રમિક પ્રયોગ એ નવીન જીવોને અસ્તિત્વમાં આણુનાર છે, દુધમાં, શરીરમાં, અને વનસ્પતિ આદિ સર્વમાં સડ થતો અટકાવનાર છે, વનસ્પતિની વૃદ્ધિમાં મ્હોટો અને સરળ ઉપાય છે, અને મનુષ્યના વ્યાધિ માત્રનો પ્રતિકાર છે. આપણે ઉંડા વિચારમાં બેઠા હોઇએ છીએ ત્યારે માથા પર અથવા ગળાની આસપાસ ભીનો ટુવાલ વીટી રાખીએ છીએ તો કેટલી શાન્તિથી વિચાર કરી શકીએ છીએ, વિચારમાં વિક્ષેપ નહિ થતાં વસ્તુને વિષય કરનાર વિચારો થઈ શકે છે, એ સર્વના અનુભવમાં છે. એ પણ ઉષ્ણુતા અને શીતના ક્રમિક પ્રયોગનો મહિમા જણાવે છે. ક્ષય આદિ વ્યાધિમાં તથા નીરોગ સ્થિતિમાં ખુલ્લી હવામાં રહેવાથી થતો લાભ સર્વના જાણવામાં છે. એ પણ ઉષ્ણુતા અને શીતના ક્રમિક પ્રયોગના માહાત્મ્યનેજ સૂચવે છે.

શરીરને ગરમ રાખવું એટલે કે શરીર પર વસ્ત્ર પહેરી રાખવાં, ઝડપથી ચાલવું, દોડવું વગેરે અને તે સાથે માથું ખુલ્લી હવામાં ઉઘાડું રાખવું એ આ ઉષ્ણુતા અને શીતનોજ ક્રમિક ઉપયોગ છે. આપણા વૈદકશાસ્ત્રમાં ઔષધોના શીતવીર્ય અને ઉષ્ણુવીર્ય એવા બે ભેદ પાડયા છે. એમાં જે ઔષધોનો સમાસ કરવામાં આવે છે તેમાં ભૂલ હોય તો ભલે હોય, છતાં એ ભેદનું સ્વરૂપ આ શીત અને ઉષ્ણુતાના ઉપયોગના ખ્યાલને સૂચવે છે, તેથી સ્પષ્ટ થાય છે કુદરતથી સૂચવાતો આ સાદો પ્રયોગ સર્વ પ્રકારે લાભ કરે છે.

આ પ્રકારે ઉષ્ણુતા અને શીતનો ક્રમિક પ્રયોગ શા માટે લાભ કરે છે, એનાથી જીવન મળે છે તેનું શું કારણ છે, એને તથા જીવનને કેવી રીતે સંબંધ છે એ આદિ પ્રશ્નો આ પ્રસંગમાં ઉદ્ભવે તો તે સ્વાભાવિક છે, એ સંબંધમાં પાશ્ચાત્ય વિદ્વાન શોધક **લીથ** આ પ્રમાણે ઉત્તર આપે છે.

વિચાર કરવામાં મસ્તકને ઠંડુ રાખવા માટે રાખવામાં આવતા ટુવાલ અથવા ભીના કકડાનો ઉપયોગ પણ આજ રીતે લાભ કરે છે. મસ્તકના એ ભાગમાં જ્યારે ફરતાં ફરતાં લોહી આવે છે ત્યારે તે આ ભીના કકડાની શીતને લીધે ઠંડુ થાય છે અને તેથી મસ્તકના પુટને સંકોચાવી તેમાં પોલાણ ઉત્પન્ન કરે છે. એ પોલાણ ઉત્પન્ન થતાં એ પુટમાં X કિરણના જેવી પ્રકાશમય સત્તા આવે છે કે જે જીવન છે. એ જીવનબલ પ્રાપ્ત થવાથી એ પુટો પોતાનો વ્યાપાર કરતાં શ્રમિત થતા નથી અને તેથી નિયમ પ્રમાણે વ્યાપાર કરતા ચાલે છે. આથી જીવનબલ પ્રાપ્ત થવાથી વિચાર સારા, ઉત્તમ અને ઇષ્ટ સિદ્ધિ

કરનાર આવે છે, અને તેમાં વિક્ષેપ થતો નથી. એથી ઉલટું એ શીતનો ઉપયોગ નથી થતો તો વિચાર કરવારૂપ શ્રમને લીધે એ પુટમાં ઉષ્ણતા માત્ર થઇ રહે છે અને તેથી એ પુટ વિકસિત દશામાંજ પડી રહેવાથી એનું પોલાણ જતું રહે છે, એ ઘનરૂપતાને પામે છે અને તેથી ક્રમે ક્રમે હીનવીર્ય થઇ જાય છે. વિશ્રાન્તિ આપવાથી પણ એ પુટને સંકોચાવાનું સામર્થ્ય આવી મળે છે, અને તેથી એમાં પોલાણ થઇ રહેવાથી નવીન જીવન આવે છે. જે યોગસાધક પુરૂષો સંયમને સેવે છે તે સંયમરૂપ શીતતાના બલેજ સર્વ અંગમાં વ્યાપી રહેલા આ જીવન તત્વને ઉત્પન્ન કરે છે અને તેથી ઉત્તમ મનોબળ અને અધ્યાત્મ બળવાળા થઇ રહે છે અને તે ઉપરાંત શરીરે તેજસ્વી, નિરામય અને દૃઢ બાંધાવાળા થાય છે. વૃક્ષની વૃદ્ધિ પણ આજ નિયમથી થાય છે. વૃક્ષના ઉપરના ભાગમાં લાલ રંગવડે સૂર્યનાં કિરણને પરિવર્તન કરાય છે ત્યારે તે ભાગમાં ઉષ્ણતાની ઉત્પત્તિ થાય છે અને તેથી એ ભાગના પુટ વિકાસને પામે છે. જેમ આપણાં શરીરમાં રૂધિરનું અભિસરણ થાય છે તેજ પ્રમાણે વૃક્ષોમાં રસનું અભિસરણ થાય છે. જેમ રૂધિર એલ્કેલાઇન પદાર્થ છે તેમ એ રસ પણ એલ્કેલાઇન છે અર્થાત શીતવીર્ય છે, અને વળી એ રસ મૂળમાંથી નીકળતાં ત્યાં રાખેલી છાયાનેલીધે શીતતર થાય છે. એ શીતતર થયેલો રસ ઉપરના ગરમ થયેલાં ભાગમાં ફરતાં ફરતાં ચઢે છે ત્યારે એ ભાગના પુટના અવયવોને વિષમ રીતે સંકોચન પમાડે છે અને તેથી એ પુટોમાં પોલાણ ઉત્પન્ન થાય છે, જીવન તત્ત્વરૂપ પ્રકાશમય સત્તા ઉદ્દ્ભવે છે અને એ બળ વૃક્ષમાં વ્યાપી રહેતાં એ વૃક્ષની અતિપ્રમાણ વૃદ્ધિ થઇ શકે છે. આ પ્રકાશમય સત્તા તે જીવનતત્ત્વ હોવાથી અને એ, પુટમાં પોલાણવડે ઉત્પન્ન થતી હોવાથી ઉપર વર્ણવેલા પ્રયોગમાં નવીન જન્તુ સજીવ જન્તુની થએલી ઉત્પત્તિ પણ સકારણ સમજાય છે. એ પ્રયોગમાં જે લોહનું સોલ્યુશન વાપરવામાં આવ્યું છે તે એલ્કેલાઇન છે અર્થાત્ શીતવીર્ય છે. એને જ્યારે ઠંડીથી ઠારી દેવામાં આવ્યું ત્યારે એના અણુઓ બંધાઇ ગયા એટલે કે મધ્યમાં લોહનો ભાગ રહ્યો અને આસપાસ તેના કોશ રૂપે એલ્બ્યુમેનનો ભાગ ચઢયો. ગરમી લગાડવાથી એ અણુમાં વિકાસ થયો અને છેવટની ઠંડીથી એનો ગર્ભભાગ વિષમ રીતે સંકોચાયો, તેથી તેમાં પોલાણવાળો જીવનઅણુ ઉત્પન્ન થયો અને તે ઉપચયવશાત્ જન્તુરૂપે દેખાયો.

**કટિસ્નાન અને મધ્યમાંગ સ્નાન—(Hip Bath and Trunk Bath)-** નામ પ્રમાણે આ સ્નાન કેડ અથવા શરીરના મધ્ય ભાગનેજ લગાડવામાં આવે છે. અને તે વખતે પગનાં તળીઆં અને ઢીંચણની નીચેનો બધો ભાગ તેમજ છાતી અને માથું વગેરે તેમજ હાથ પાણીના સંબંધમાં આવતા નથી તેટલુંજ નહિ પણ આ સ્નાન લેતી વખતે શરીરના ઉપર કહ્યા તે ભાગ હવાના સંબંધમાં આવીને પણ ટાઢા પડી ન જાય તેવી રીતે કપડાંથી તેમને ઢાંકવામાં દરકાર રાખવી પડે છે. આ સ્નાન માટે જેની અંદર વિના સંકોચે પગ બહાર રાખીને બેસી શકાય તેવું એક તપેલા કે કઢાયા જેવું એક વાસણ જેને અંગ્રેજીમાં ટબ કહે છે, તે લેવું. અને તેમાં સાધારણ ઠંડકનું (૬૬ થી ૮૨ ડિગ્રી સુધીનું) પાણી એટલા પ્રમાણમાં ભરવું કે દરદી પગ બહાર રાખીને અંદર બેસે, ત્યારે પાણી ડુંટીની ઉપર ત્રણ ચાર આંગળ સુધી અને જાંગના મધ્ય ભાગ સુધી આવે. આ સ્નાન લેતી વખતે એકાંન્ત હોય તેમ વધારે અનુકૂળ પડે છે. બનતાં સુધી કેડુલા ભાગ

ઉપર કાંઈ પણ વસ્ત્ર પહેરવું નહિ. પછી એક જાડો અને સુંવાળો નહિ એવો કપડાનો કટકો લઈને તેને પાણીવડે ભીંજવી ઘડીઆળના કાંટા ફરે છે તે દિશામાં દુંટી કે નાભિની આસપાસ ગોળ ફેરવવો. એટલે કે દુંટીની ઉપરની બાજુએ જમણી કુખ તરફથી કટકો ફેરવવાનું શરૂ કરી ડાબી કુખ તરફ હાથને લઈ જવો અને ત્યાંથી તેને પેઢુ તરફ નીચે લઈ જવો. ત્યાંથી દુંટીની નીચે થઈને જમણી તરફ લાવવો, અને ત્યાંથી હાથને ઉપર લાવી જ્યાંથી શરૂ કર્યું હતું ત્યાં પહોંચાડવું. આ રીતે ભીંજવેલા કટકાને દુંટીની આસપાસ ધીમે હાથે ગોળને ગોળ જ્યાં સુધી ટબમાં બેસવામાં આવે ત્યાં સુધી ફેરવ્યા કરવું. શરૂઆતમાં આ સ્નાન પાંચ કે દશ મિનિટ લેવું, અને પાછળથી આ મુદત શક્તિ પ્રમાણે અડધાથી પોણા કલાક સુધી પણ વધારી શકાય છે. ટબમાંથી ઉપર પ્રમાણે સ્નાન કરીને ઉઠયા પછી ટબમાં પાણી જેટલી ઉંચાઈ સુધી ભરેલું દેખાય ત્યાં આગળ નિશાની કરી રાખી હોય તો ફરીથી જ્યારે બીજે દિવસે તે નિશાની સુધી પાણી ભરવાથી તે વાસણમાંથી છલકાઈ પણ જતું નથી તેમજ ઓછું પણ પડતું નથી. ખાસ કરીને જ્યારે દરદીના પેટની અંદર ગરમીનો ઘણો વધારો થએલો હોય અથવા તો અંદરના કોઈ ભાગમાં સોજો આવેલો હોય તેવે વખતે, એટલે કે તાવ, મરડો, બંધકોશ, ઈત્યાદિ વ્યાધિઓમાં આ સ્નાન ૧ કલાકથી પણ વધારે વખત લેવાની જરૂર પડે છે, છતાંએ બાળકો તેમજ અશક્ત દરદીઓને ટાઢની ધ્રુજારી ચડી ન જાય તેની સંભાળ રાખવી જોઈએ. વળી આ સ્નાન લઈને ઉઠયા પછી દરેક દરદીના શરીરમાં જલદી ગરમાવો આવી જવો જોઈએ અને તે જો આપોઆપ ન આવે તો દરદીના શરીરને બીજાં મનુષ્યોએ કોરા હાથે ઘસીને અગર તો તેને ગરમ કપડાં ઓઢાડીને અથવા તો બની શકે ત્યાં સુધી દરદીએ પોતે ચાલી અગર દોડીને અથવા તો એવીજ કોઈ સારી કસરત કરીને શરીરમાં પુરતી ગરમી લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. દરદીની સ્થિતિ પ્રમાણે આ સ્નાન દિવસમાં એકથી ત્રણ વખત લઇ શકાય છે. સ્ત્રીઓનાં દરદોમાં પણ આ સ્નાન બહુ લાભ આપે છે સગર્ભાવસ્થામાં દર અઠવાડીઆમાં ચારથી છ સ્નાન ઉપર પ્રમાણે કરવામાં આવે તો યોગ્ય વખતે પ્રસવ કાંઈ પણ પીડા વગર સારી રીતે થાય છે, અને સુવાવડનાં અનેક દરદોથી વિના પ્રયત્ને વિમુક્ત રહેવાય છે. પેટ અથવા જઠર, આંતરડા, મુત્રપિંડ, યકૃત અથવા લીવર, તેમજ ઉપસ્થ આદિ ઈંદ્રિયોનાં વિવિધ દરદોમાં આ સ્નાન દરરોજ લેવાવું જોઈએ અને આંખ, શિર, ગળું અને છાતી એ ભાગના વ્યાધિઓમાં પણ આ સ્નાન આડકતરી રીતે ઘણો લાભ કરે છે. સ્નાન લીધા પછી તરત જમવું સલાહકારક નથી તેમજ જમ્યા પછી બે અથવા ત્રણ કલાક થયા વગર આ સ્નાન કદી લેવું નહિ. સર્વ ઋતુમાં અને સર્વ દેશમાં આ સ્નાન લેવામાં કોઈ પણ પ્રકારે સંકોચ રાખવાની જરૂર નથી પરંતુ સમયાનુકૂળ સ્નાનના વખતમાં વધારો ઘટાડો કરી લેવો જોઇએ. શારીરવિજ્ઞાનશાસ્ત્રનું જેમને પુરતું જ્ઞાન નથી હોતું તેઓ ઘણીવાર એવો ભય રાખતાં જણાય છે કે કટિસ્નાન કરવાથી કદાચ પોતાને શરદી થઈ જશે; પરંતુ તેમની આવી શંકા કેવળ નાપાયદાર છે, કારણ કે ઉપર કહ્યું તેવી રીતે સંભાળપૂર્વક સ્નાન કરનારને કદી પણ શરદી થતીજ નથી. સામાન્ય રીતે મનુષ્યને શરદી થાય છે તે ઘણું ખરૂં પગનાં તળીઆં, માથું, ગળું અગર છાતી એકાએક અને લાંબી મુદત સુધી ઠંડા થવાથીજ થાય છે, પરંતુ ઉપર કહ્યું તેવી રીતે કેડના ભાગને ઠંડા પાણીથી કદી પણ શરદી લાગતી નથી.

**ઉપસ્થ માર્જન સ્નાન—( Friction Sitz or Genital Bath.)—** **લુઈ કુહને** એ બતાવેલા વિશિષ્ટ પ્રકારના આ સ્નાનનો વિધિ ટુંકામાં મી. શેહાવાળાએ નીચે પ્રમાણે વર્ણવ્યો છેઃ—

આ ઉપાયનો ઉપયોગ પ્રદર ( ધુપણી ) વિગેરે સ્ત્રીઓના વિકારોમાં વધારે થાય છે, એ ઉપાય કરવાની કૃતિ નીચે મુજબ છેઃ—

**કટિસ્નાનને** માટે આપણે જે વાસણ લઈએ છીએ તેવુંજ વાસણ લેવું, તેની મધ્યમાં ૪ થી ૬ ઇંચ ઉંચાઈનું લાકડાનું એક નાનું સ્ટુલ (બાજઠ) રાખવું. સ્ટુલના કાંઠા સુધી પાણી આવે એટલું પાણી તે વાસણમાં નાખવું. બાજઠના ઉપરનો ભાગ કોરો રાખવો પછી દરદીએ પાણીના તે ટબ અથવા વાસણની બહાર પગ રાખીને ( ટુવાલ–ટૉવેલ )લઇને તે વાસણના પાણીમાં ભીંજવવો અને તે ભીંજવેલા રૂમાલ અથવા ટુવાલ વડે ટબનું પાણી વારંવાર ઉપર લઈ લઇને ઈંદ્રિય ધીરે ધીરે ધોતા જવું. જનનેંદ્રિયની ઉપર હોઠની માફક જે ચામડીનો ભાગ (ધુમંટા–Prepuce) હોય છે તે ચામડીનો ફક્ત બહારનોજ ભાગ ધોવો. અંદરનો ભાગ ધોવાની જરૂર નથી; જે ભાગ ધોવો તે પણ જોરથી નહિ પણ હલકે હાથે દર વખતે ટુવાલથી પાણી લઈને ધીમે ધીમે ધસીને ધોવો. ચામડીનો અગ્ર ભાગજ ધોવો.

આ ઉપાય કરતી વખતે હાથ, પગ, છાતી વિગેરે કોઇ પણ ભાગ ભીંજાતો નથી. કદાચ પાણી ઉપર લેતી વખતે નિતંબ (કુલાનો) ભાગ ભીંજાય તો પણ હરકત નહિ. કેમકે તેથી કાંઈ પણ નુકશાન થતું નથી, પણ સામો લાભજ થાય છે. સ્ત્રીઓએ **રજસ્વલા સ્થિતિમાં ઉપાય કરવો નહિ.** નીરોગી સ્ત્રીઓનું રજ–દસ્તાન–૨–૩ અથવા બહુ તો ૪ દિવસ સુધી વહેતું હોય છે. એથી વધારે મુદત સુધી જેને સ્રાવ થતો હોય અથવા જેઓને નિયમિત દસ્તાન ન આવતું હોય એવી સ્ત્રીઓ આ ઉપાય **રજસ્વલા સ્થિતિમાં પણ કરી શકે.** આ ઉપાયને માટે લેવાનું પાણી ઋતુને અનુકૂળ હોવું જોઈએ. જે દેશમાં જેટલું ઠંડુ પાણી મળે અને જેટલું સહન થાય તેટલું લેવું. દરદીની પ્રકૃતિનાં તથા ઉમરના પ્રમાણમાં ૧૦ મીનીટથી તે એક કલાક સુધી આ ઉપાય કરવો. જે જગ્યામાં અથવા ઓરડામાં ઉપાય કરવો હોય ત્યાં **શરદી બીલકુલ હોવી ના જોઇએ;** એટલા માટે ઠંડી ઋતુમાં ઓરડાની અંદર તાજી તથા ખુલ્લી હવા અંદર આવતી બંધ નહિ કરતાં ઓરડામાં જેટલી ગરમી–હુંફ–લાવી શકાય તેટલી લાવવી. પાણી જેટલું ઠંડુ હોય એટલું વધારે ઉત્તમ; પરંતુ તે દરદીના હાથથી સહન ન થાય એટલું બધું ઠંડુ હોવું જોઈએ નહિ. કોઇ દેશમાં અથવા કોઇ સ્થળમાં હવા વિશેષ ઉષ્ણ હોવાથી બહુ ઠંડુ પાણી મળી ન શકે તો ત્યાં જેટલું ઠંડુ પાણી મળી શકે તેટલું લેવું.

પાણી ઠંડાઇમાં ઓછું હોય તો તેથી કાંઇ ગુણમાં ખામી આવતી નથી. કારણ કે સૃષ્ટિનો એવો નિયમ છે કે, જે દેશમાં જેટલું ઠંડુ પાણી મળે છે તેટલુંજ ઠંડુ પાણી તે દેશના લોકોને માફક આવે છે.

ઉપર લખ્યા મુજબનું વાસણ ન મળે તો એથી ચાર ગાગર પાણી રહી શકે એવો એક ટેપ લેવો સ્ટુલના કાંઠા સુધી આવે એટલું પાણી તેમાં ભરવું. જો પાણી ઓછું ભરાય તો તે જલદી ગરમ થાય છે. તેથી ઉપાયની અસર જોઈએ તેવી થતી નથી. કુવાના અથવા ઝરાના ભારે જલ કરતાં વહેતું અને હલકું પાણી સારૂં ગણાય છે. આવું પાણી જ્યારે મળી શકે એમ નહોય ત્યારે જેવું મળે તેવું પાણી લેવું; અને તે કેટલાક વખત સુધી એમને એમ

રહેવા દઇ પછી ટબ અથવા ટોપમાં રેડી દેવું પરંતુ ગરમી આવે ત્યાં સુધી રહેવા દેવું નહિ. પાણી હલકું છે કે ભારે છે તે જાણવાની રીત એ છે કે, જે પાણીમાં સાબુ ચોળવાથી પુષ્કળ ફીણ આવે છે તે પાણી હલકું; અને જે પાણીમાં હાથ ઉપર સાબુ ચોળવાથી ફીણ નહિ આવતાં ફીણને બદલે પરપોટા જેવું થાય તે પાણી ભારે છે એમ સમજવું.

આ ઉપસ્થ માર્જનનો ઉપાય કરતી વખતે મરદોએ બીજી સર્વ વ્યવસ્થા ઉપર લખ્યા મુજબ રાખવી. પછી સ્ટુલ ઉપર બેસીને પોતાના ડાબા હાથનું વચલું આંગળું તથા તર્જની ( તેની પાસેની આંગળી ) વડે, જનનેંદ્રિયના ફુલના અગ્ર ભાગ ઉપરની ચામડી આગળ ( છેડા તરફ ) ખેંચીને તે ચામડીનો કોરવાળો ભાગ, એક ઇંચ સુધી પાણીમાં બોળી રાખવો અને જમણા હાથમાં ઉપર કહ્યું છે તેમ, રૂમાલ અથવા ટુવાલ લઇને તે કપડું પાણીમાં ભીંજાવીને તેના વડે ઉપસ્થના અગ્ર ભાગની ચામડીનું માર્જન કરતાં રહેવું એટલે કે ભીના ટુવાલ વડે હલકે હાથે ચોળ્યા કરવું. એ રીતે ટબમાંથી પાણી ટુવાલમાં લેવું અને ચોળવું; ફરી લેવું અને ફરી ચોળવું. એમ દશ મિનીટથી એક કલાક સુધી માર્જનવિધિ ચાલુ રાખવો પ્રથમ દશ મિનીટથી આરંભ કરીને ક્રમે ક્રમે વધતા જવું. આ પ્રમાણે દિવસમાં ત્રણવાર અથવા તો બે, છેવટ એક વખત પણ આ પ્રયોગ અવશ્ય અજમાવી જોવા જેવો છે. ઇંદ્રિયના અગ્ર ભાગ ઉપર થઈને ચામડી ( ઘુમટો ) આવેલ હોવાથી તે ભાગને સ્પર્શ થવાનો અથવા તો ટુવાલનો ઘસારો લાગવાનો સંભવ નથી. ફક્ત ચામડીનો છેડો રૂમાલ કે ટુવાલવડે ધીમે ધીમે ઘસીને ધોવાનો હોય છે. ચામડીનો અંદરનો ભાગ અથવા છેડાનો પાછળનો ભાગ અથવા જનનેંદ્રિયનો બીજો કાંઇપણ ભાગ ધોવાની જરૂર નથી. પરંતુ પાણીમાં બોળી રાખેલા એ બહારના ભાગનો છેડો ચોળવાનું કામ વચ્ચે ખાંચો નહિ પાડતાં એક સરખી રીતે ચાલુ રાખવું જોઇએ. એ વાત ખાસ કરીને લક્ષમાં રાખવાની છે.

જેમનાં શરીરમાં ગુપ્ત વ્રણ (Ulcer) અથવા વિદ્રધિ હોય અને તેને લીધે જેમનાં શરીરમાં અંતર્દાહ ( ગરમી ) વિશેષ હોય, અગર જેમના શરીર માહેલા જીર્ણ તથા ગુપ્ત રોગ બહાર પડવાની શરૂવાત થએલી હોય એવા લોકોએ આ ઉપાય કરવાથી તેમના શરીરની સઘળી ઉષ્ણતા નીચેનાં ભાગમાં ઉતરે છે; અને જનનેંદ્રિયનો જે ભાગ આ પ્રયોગ દરમ્યાન ઘર્ષણ ( ઘસારો ) પામે છે તે ભાગમાં અથવા તેની આસપાસના ભાગમાં એ ઉષ્ણતા બહાર પડે છે. આમ થવું એ કાંઈ પ્રતિકૂળ લક્ષણ નથી. વળી આ પ્રયોગ ચાલુ હોય ત્યારે આ ઇંદ્રિયનાં અગ્ર ભાગ ઉપર ઝીણી ઝીણી ફોડલી અથવા કિંચિત સોજા થાય તો પણ તેથી ડરી જવું નહિ; પણ પ્રયોગ જારી રાખવો. કદાચ જરૂર જણાય તો રૂમાલ અથવા ટુવાલ ખરબચડાને બદલે લગાર નરમ વાપરવો.

કેટલેક પ્રસંગે સ્ટુલ ઉપર ત્રણ આંગળ પાણી આવે એટલું પાણી ટબમાં ભરી તે સ્ટુલ ઉપર બેસી ઉપર મુજબ ઇંદ્રિયનું માર્જન કરવાથી જલદી અને વધારે ફાયદો થાય છે, આ રીતે સ્ટુલની ઉપર આવે એટલું પાણી ભરવાથી નિતંબ ભાગ પાણીમાં ભીંજાય એ દેખીતુંજ છે; પરંતુ તેમાં હાનિ નહિ પણ લાભજ છે.

શરીર માંહેલી ઉષ્ણતાનો નિકાલ કરવાને માટે શરીરની બીજી ઇંદ્રિયો છોડીને આ ઉપસ્થ ભાગ ઉપરજ જલપ્રયોગ કરવાની જરૂર શા માટે છે, એવી શંકા કદાચ જો

કોઈનો મનમાં ઉઠે તો તે સ્વાભાવિકજ છે. આમ કરવાનું કારણ એ છે કે, જનનેંદ્રિયમાં મજ્જાતંતુનાં જેટલા છેડા એકત્ર થયા છે, એટલા બીજા કોઇ ભાગમાં નથી.

સિમ્પેથેટિક નર્વ્ઝ નામક મજ્જારજ્જુની પુષ્કળ શાખાઓ આ ઇંદ્રિયોમાં આવેલી છે. જનનેંદ્રિયમાં સર્વ જ્ઞાનતંતુઓ એકત્ર મળે છે, માટે એક રીતે તેને પ્રાણી રૂપી વૃક્ષનું મૂળ કહીએ તો ચાલે. એટલા માટે જેમ વૃક્ષના મૂળને પાણી મળવાથી સર્વ વૃક્ષનું પોષણ થઇને તે પ્રફુલ્લિત રહે છે, તેમ જલમાં **જનનેંદ્રિયનું માર્જન** કરવાથી શરીરની અંદરની ઉષ્ણુતા ઓછી થાય છે; તપી ગએલા તથા ક્ષુબ્ધ ( ઉશ્કેરાયલા ) થએલા જ્ઞાનતંતુઓ શાંત થાય છે. અને તેને તાજગી મળે છે. મનનો ઉત્સાહ મજ્જાતંતુની સારી સ્થિતિ ઉપર અવલંબી રહેલો છે. માટે ઉપર કહેલા ઉપાયથી જ્ઞાનતંતુમાં તાજગી આવવાથી તેની અસર આખા શરીરમાં ફેલાય છે. શસ્ત્રક્રિયા કરતી વેળા અથવા અન્ય કારણોને લીધે જેમના શરીરના જ્ઞાનતંતુઓને ઇજા અથવા ખલલ પહોંચી હોય એવા લોકોને આ ( ઉપસ્થ માર્જન ) ઉપાયથી ફાયદો થતો નથી કારણ કે તેના જ્ઞાનતંતુઓનું મંડળ સરખી સ્થિતિમાં એટલે અખંડ નહિ હોવાથી જનનેંદ્રિય માંહેલા જ્ઞાનતંતુઓ ઉપર થએલી અસર આખા શરીરમાં ફેલાઇ શકતી નથી.

જેઓ આ ઉપાયનો **પ્રત્યક્ષ અનુભવ** લેશે તેઓને જણાઈ આવશે કે પ્રકૃતિમાં વિકાર ઉપજવાથી થએલું નુકશાન મટાડીને તથા ઇંદ્રિયોના સર્વ વ્યાપાર પૂર્વસ્થિતિ ઉપર લાવીને પ્રકૃતિ નીરોગી બનાવવાનું સામર્થ્ય આ ઉપાયમાં રહેલું છે.

અહીં જાણવું જરૂરનું છે કે, જેઓ હરતા ફરતા હોય એવા દર્દીઓએ આ ઉપાયનો આશ્રય લેવાથી એમને લાભ થશે. એવાઓ સિવાય બીજાઓએ આ ઉપાય કરવો નહિ. આ પ્રયોગ કેટલેક દરજ્જે બીભત્સ જેવો જણાય છે, તેથી તે કરવા લાયક નથી, એમ કેટલાકો કહેશે; પરંતુ એઓએ આ વાત ખાસ લક્ષમાં રાખવાની છે કે, આ ઉપાય બીજાની હાજરી કે મદદ વિના સ્ત્રીઓથી કરી શકાય એવો છે અને તેથી ઘણાખરાં દરદોની અંદર સ્ત્રીઓને **વૈદ્યની જરૂર પડતી નથી.** વળી બીજા કેટલાક રોગો કે જેમાં પોતાની સર્વ લાજ તથા મર્યાદા તજીને પરપુરૂષ ( વૈદ્ય ) સમક્ષ આખું અંગ ખુલ્લું કરીને દેખાડવું પડે છે તે અડચણ આ ઉપચારનો આશ્રય લેવાથી દૂર થાય છે; અને તેથી અનેક જાતની કડવી ફરીયાદોનો સહેલથી અંત આવી જાય છે. બીજી પણ એક વાત એ છે કે, જ્યાં આરોગ્યનો સવાલ છે ત્યાં સારૂં, નરસું, બિભત્સ વગેરે સઘળી કલ્પનાઓને હાંકી કાઢવી જોઇએ. જેઓ તદન નીરોગી છે, એવા લોકો ઉપર આ ઉપાયની બીલકુલ અસર થશે નહિ, એમને આ પ્રયોગ કરવાનો સ્વાભાવિક રીતેજ કંટાળો ઉપજશે; પરંતુ જેમને કાંઇ પણ રોગ છે, એવાઓને તો આ સ્વાભાવિક કરતાં પણ વધારે સમય સુધી કરવાની ઇચ્છા કેટલેક પ્રસંગે થાય તો તે બનવા જોગ છે——ઇચ્છા થાય છે. જલની અંદર જનનેંદ્રિયનું માર્જન કરવાથી શરીરની અંદરની ઉષ્ણુતા શા માટે ઓછી થવી જોઇએ તેનું કારણ આ પ્રમાણે છે. પદાર્થોની ભિન્ન અવસ્થામાં સમતા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો એ સૃષ્ટિનો ધર્મ છે. એ નિયમ કેવળ બીજા જડ પદાર્થોમાં ભૌતિક સૃષ્ટિમાંજ નજરે પડે છે એમ નથી; પણ પ્રાણીઓના શરીરને પણ એ નિયમ લાગુ પડે છે. જેમ કોઇ એક જગ્યામાં તપાવેલો ધાતુનો ટુકડો લાવીને રાખવાથી તે ટુકડા માંહેલી ઉષ્ણુતા ધીમે ધીમે આસપાસની હવામાં ભળે છે, તથા હવા માંહેલી ઠંડક તે ટુકડામાં મળે છે, તેમજ કેટલોક વખત વિત્યા પછી ટુકડાની

તથા આસપાસની હવાની ઉષ્ણુતા સમાન થાય છે, તેજ પ્રમાણે મનુષ્ય અથવા ઈતર પ્રાણીઓનાં શરીરની સ્થિતિ પણ થાય છે. આ રીતે શરીરની ઉષ્ણુતા અંદરથી બહાર અને બહારથી અંદર આવજા કરે છે ત્યારે ત્વચામાં તણાટ થાય છે, અને તેથી બેચેની ઉપજે છે. જ્વર આવ્યો હોય ત્યારે આવીજ સ્થિતિ થાય છે. જેમ જેમ જ્વર વધારે તેમ તેમ ચામડીમાં વધારે તણાટ થાય છે; તેમજ તેના પ્રમાણમાં ગ્લાનિ અથવા નબળાઇ પણ વધારે જણાય છે. જેમ ઉષ્ણ ઋતુમાં વાદળાં ચઢી આવવાથી ઉષ્ણુતાને લીધે આપણે ગુંગળાઈ તથા ગભરાઈ જઈએ છીએ તેમજ **વિજાતીય દ્રવ્યના ઘર્ષણથી** ઉત્પન્ન થનારો જ્વર આવે ત્યારે પણ એમ થાય છે. જ્વરને લીધે જ્યારે આસપાસની હવા કરતાં શરીરમાં વધારે ઉષ્ણુતા ઉત્પન્ન થાય છે, ત્યારે આરામ થવાને માટે બહારની તથા અંદરની ઉષ્ણુતા સમાન થાય એવા ઉપાયો કરવા જોઈએ, એ ઉપાયો પૂર્વે કહ્યા તે છે. ઉષ્ણુતા ઓછી કરવી એ તે ઉપાયોનો ઉદ્દેશ છે. માટે આ ઉપાયોમાં ઠંડુ પાણીજ વાપરવું જોઈએ. ઉપલા ઉપાયોથી કેવો ઉત્તમ લાભ થાય છે તે અનુભવ લેનારને જણાઇ આવશે. **જ્યારે કોઇ ઉપાયથી લાભ ન થાય ત્યારે તે દરદીના શરીર માંહેલું ચૈતન્ય નષ્ટ થયું છે એમ સમજવું.**

જે શરીરમાં વિજાતીય દ્રવ્યનો સંચય થએલો છે, તે શરીરને ગંજાઇ–કટાઇ ગએલા યંત્રની ઉપમા આપીએ તો ચાલે. જેમનું શરીર આવી સ્થિતિમાં છે, તેઓએ હંમેશ મુજબ આહાર લેવાથી શક્તિ કાયમ રહેતી નથી. શક્તિ કાયમ રાખીને કામ કરવાની તાકાત આણવાને માટે પૌષ્ટિક તથા ઉત્તેજક પદાર્થોનું સેવન કરવું પડે છે, અથવા હંમેશ કરતાં વધારે આહાર લેવો પડે છે. તેમજ તે આહાર પચાવવાને માટે પાચક ઔષધો અથવા મદ્ય જેવા ઉત્તેજક પીણાનું સહાય લેવું પડે છે, પરંતુ ખરી રીતે તો આવી રીતે વર્તવાથી શરીરની **સ્વાભાવિક પચનશક્તિ** ઓછી થાય છે.

શરીરમાં **વીર્ય વધારવાનો એકજ માર્ગ** છે, અને તે માર્ગ **પચનક્રિયાને સુધારવી** તે છે. એ હેતુ પચનક્રિયાને સુધારવાથી, સ્વાભાવિક એવો સાદો ખોરાક લેવાથી તેમજ પૂર્વે કહેલા ઉષ્ણુતાનાશક **શીતસ્નાનો**ના પ્રયોગ કરવાથી સારી રીતે પાર પડે છે. પચનેંદ્રિયો ગમે તેવી બગડેલી હોય, પરંતુ જ્યાં સુધી તે સુધારવા જેવી હોય છે ત્યાં સુધી બીજા કોઇ ઉપાયો કરતાં ઉપર કહેલા ઉપયોથી ઘણીજ ઝડપથી સુધરી શકે છે. વળી આ ઉપાય કાંઇ કૃત્રિમ નથી, પણ શરીરના સ્વાભાવિક વ્યાપારને બીલકુલ અનુસરતો છે; એ એમાં એક વિશેષતા છે. ઉપરાંત વિજાતીય દ્રવ્યના ઘર્ષણથી ઉત્પન્ન થનારી ઉષ્ણુતા–દાહ-જ્વરજન્ય દાહ–એ સર્વ આ ઉપાયોથી ઓછાં થાય છે, અને તેથી રોગનું પ્રબળ ઘટવા પામે છે. જેવી રીતે ઉષ્ણુતાને લીધે પાણીમાંથી થનારી વરાળનું પુનઃ પાણી કરવું હોય તો વરાળની આસપાસની ઉષ્ણુતા ઓછી કરવી પડે છે, તેમ જ્વર આદિ વિકાર થઇને શરીરની ઉષ્ણુતા વધે ત્યારે તે વિકાર નાબુદ કરવા માટે શરીર માંહેલી ઉષ્ણુતા ઓછી થાય એવો ઉપાય કરવો જોઇએ. ઉપર લખેલા ઉપાયોથી શરીર માંહેલી ઉષ્ણુતા ઓછી થાય છે; માટે તેનાથી જ્વર વગેરે વિકારોમાં ફાયદો થવો જોઇએ, એમ સિદ્ધ થાય છે.

જેમ કોઇ યંત્રની ગતિ વધારે અથવા ઓછી કરવાને માટે અમુક ભાગોને ચલન આપવું પડે છે, તેમ મનુષ્યના શરીરની પણ સ્થિતિ છે. એટલા વાસ્તે આ ઉપાયને માટે જનનેંદ્રિયને પસંદ કરેલી છે.

આ ઉપાયની પ્રકૃતિ ઉપર શું અસર થાય છે, તે ઉપર કહેવામાં આવેલુંજ છે. તે ઉપરથી **એકજ ઉપાય વડે** શીતળા, મહામારી, વિગેરે ભિન્ન ભિન્ન પ્રકારના રોગો કેમ મટાડી શકાય છે તે સ્પષ્ટ રીતે સમજી શકાશે. આ ઉપાયથી આખા શરીરની ચૈતન્યશક્તિ વધે છે. વળી આ ઉપાયથી શરીરના બીજા ભાગો કરતાં એક અમુકજ ભાગ વધારે ઉત્તેજીત થતો નથી. ફક્ત જ્યારે શસ્ત્રક્રિયા કરવાથી કોઇ મજ્જાતંતુ ત્રુટી ગએલા હોય ત્યારે એમ થવું શકય છે. શરીરનું બળ આ ઉપાયથી એકાએક શી રીતે વધી જાય છે તેની કલ્પના ઘણાકોને હોતી નથી, અને તેથી રોગીની વિચારશક્તિથી વિરૂદ્ધ વસ્તુસ્થિતિ હોઇ શકે છે. દાખલા તરીકે કોઈ કોઈવાર એમ બને છે કે આ ઉપાય કેટલાક દિવસ પર્યન્ત કરવાથી તમાકુ જાથુ પીનારાઓનું વ્યસન છૂટી જાય છે, અને તેઓને તમાકુ પીવાની ઇચ્છા થતી નથી; અને તેથી કેટલાક લોકો એમ માની બેસે છે કે, જઠર નબળું પડવાથી આપણને બીડી ફુંકવાની ઇચ્છા થઈ શકતી નથી. પરંતુ ખરી વાત તો એથી જુદીજ હોય છે. પ્રથમ તમાકુના ઝેરનો પ્રતિકાર કરવા જેટલી શક્તિ જઠરમાં નહતી, તેથી એમને તમાકુ પીવી ગમતી હતી. પરંતુ આ ઉપાયથી પચનેંદ્રિય સુધરીને જઠરમાં શક્તિ આવવાથી તમાકું સરખી ઝેરી ચીજનો જઠર ત્યાગ કરે છે, અને તેથી તમાકુ પીવાની વાંછના થતીજ નથી. આ ઉપાયથી મજ્જાતંતુ પણ સચેત બને છે. માટે જ્યાં સુધી પ્રકૃતિમાં કાંઇ પણ જુસ્સો રહેલો હોય ત્યાં સુધી આ ઉપાય અજમાવવામાં આવે તો મજ્જાતંતુમાં ઉત્સાહ ઉત્પન્ન થાય છે, અને તેથી **મળદ્વારા વિજાતીય દ્રવ્યને**ા પણ **નિકાલ** થાય છે.

ત્વચાનો દાહ ઓછો કરવાને માટે અથવા માંહેલુ **ગુપ્ત વિજાતીય અથવા દૂષિત દ્રવ્ય** શરીરથી જૂદું પાડી તેનું પાણી કરવાને માટે કાળી માટીને ભીંજવીને તેને કપડાની એક પેટી ઉપર પાથરીને તે પટ્ટી–પાટો–પેઢુની આસપાસ ફરતો વીંટી લેવાથી ઉપલા ઉપાય પ્રમાણેજ ઉત્તમ ઉપયોગ થાય છે. પાછડાવાથી, ઉઝરડા પડવાથી, છોલાવાથી અથવા અન્ય કોઈ રીતે શરીરને ઇજા કે જખમ થએલ હોય તો આ માટીના પાટાથી બહુજ ફાયદો થાય છે. પાટા ઉપર માટી બહુ પાતળી પાથરવી ન જોઇએ, અને તે માટીવાળો ભાગ પેટ તરફ રાખવો–એક અથવા બે કલાક સુધી–વધારે વખત આ પ્રયોગ કરવો નહિ. પાટો સુકાઇ ગયા પછી એનો કાંઈ પણ ગુણ નથી. આ માટીની પટી ઉપર બીજો ફલાલીનનો પાટો પણ બાંધવો.

પણ એમ સમજવાનું નથી કે ઉપર બતાવેલા ઉપાયોથી પ્રત્યેક રોગી સાજો થવોજ જોઈએ! કારણ કે, અગાઉ કહેવામાં આવ્યું છે તેમ આ ઉપાયથી **સઘળા "રોગો" સાજા કરી શકાય છે.** પરંતુ **સઘળા "રોગી" સાજા કરી શકાશે એમ કહી શકતા નથી?** જેમ મનુષ્યના શરીરમાં કાંઈ પણ સત્વ રહેલું ન હોય એટલે કે જેની **અન્ન પચનની શક્તિ નષ્ટપ્રાય** બનેલી હોય એવા દરદીને આ ઉપાયથી બીજા કોઈ પણ ઉપાયો કરતાં વધારે પણ **કામ ચલાઉ આરામ** જણાશે. પરંતુ એવા દરદીનો **રોગ નિર્મૂલ થશે નહિ?**

કેટલાક પ્રસંગોમાં ઉપર વર્ણવેલા ઉપાયોનો ઉપયોગ મધ્ય રીતે એટલે અલ્પકાળ પર્યંત અને વચ્ચે લાંબો ખાંચો નાંખીને કરવો પડે છે, અને કેટલેક પ્રસંગે તો તે તદ્દન બંધ રાખવો પડે છે, કેમકે તેમ કરવું હિતાવહ હોય છે. આવી વેળાએ એવા દરદીઓએ ડૉ. **ક્રુન્હે એમનું ચિકિત્સા શાસ્ત્ર જેણે સંપૂર્ણ રીતે જાણેલું હોય એવા ચિકિત્સકની મદદ વગર કોઈ પણ ઉપાય ન કરવો, એજ માર્ગ ઉત્તમ છે.**

ઓ ઘણીવાર થોડાક દિવસ કે અઠવાડીયાંમાં તદ્દન સાજા થઇ ગયા હતા. પરંતુ જો ધિ જીર્ણ બની ગયો હોય, અગર તો ઝેરી દવાઓથી જીવનશક્તિ ઘટી ગઇ હોય ત્યારે વખતની જરૂર પડે છે.

**મૂત્રોત્સાદ, મૂત્રાશયનો વરમ કે શ્લેષ્મવિકાર**—એ પણ મૂત્રાશયના ભાવિ ગેર રોગોની શરૂઆતની દશા હોય છે, અને તેમાંથી પથરી બંધાય છે અથવા તો ને વધતાં બીજી ગંભીર પીડાઓ ઉભી થાય છે. આ દરદમાં મૂત્રાશય અને મૂત્રમાર્ગમાં જો આવવાથી પેશાબ કરતી વખતે પીડા થાય છે. બીજાં દરદોની માફક આ રોગનું ણ પણ મળસંચયને લીધે અંદરની ગરમીનું અતિશય વધી જવું એજ હોવાથી તેનો માં સારો ઉપાય ડૉક્ટર કુહનેનો જળોપચારજ છે.

આ સંબંધમાં ડૉક્ટર કુહને પોતાના અનુભવનો એક દાખલો આ પ્રમાણે લખે છે. ભગ એક પખવાડીયાથી જેને મૂત્રાશયનો શ્લેષ્મવિકાર થયેલો હતો તેવા એક દરદીને સવા માટે મારે જવું પડયું. અષ્ઠીલા અથવા "પ્રોસ્ટેટ ગ્લૅંડ" એટલી બધી સુજી ગઇ તી કે પેશાબ કરતાં ઘણીજ વેદના વેઠવી પડતી હતી. તેમજ વધારામાં વળી દર દશ નિટે મૂત્રાશયમાં આંચકી કે ખેંચારા બહુજ જોરમાં થઇ આવતા હતા. દિવસે દિવસે ની પીડા વધતી જવાથી ચૌદમા દિવસની સાંજે દાક્તરે સળી મૂકી પેશાબ કરાવવા યું, પરંતુ અષ્ઠીલા વગેરેના સોજાથી મૂત્રમાર્ગ એટલો તો સાંકડો બની ગયો હતો કે કરવું અશક્ય હતું. છેવટે દાક્તરે દરદીને "ક્લૉરોફૉર્મ" સુંઘાડી બેભાન કરી સળી પેસાબ કરાવવા ધાર્યું. પરંતુ દરદીને તે વાત પસંદ નહિ પડવાથી તેજ રાત્રે બોલાવવામાં આવ્યો. "ઉપસ્થમાર્જન અને ઘર્ષણ સ્નાન" પહેલીજ વાર આપવાથી દશ દશ મિનિટે આવતી હતી તે મૂત્રાશયની આંચકી બંધ પડી; એટલુંજ નહિ પણ કલાક સુધી આ સ્નાન લીધા પછી તો દરદી વિના પિડાએ પેશાબ કરી શક્યો. આ ન પોણા કલાક સુધી ચાલુ રાખ્યા પછી દરદીને પથારીમાં લેઇ જવામાં આવ્યો. માં દરદીને ખૂબ પરસેવો છુટયો, અને પછી મોટા જત્થામાં પેશાબ વિના હરકતે થવા ગ્યો. આ રીતે થોડાક દિવસમાં આ દરદીનો મૂત્રાશયનો શ્લેષ્મવિકાર તદ્દન મટી ગયો.

**યકૃત (લીવર) નાં દરદો, પિત્તની પથરી, પિત્તપાન્ડુ**—વગેરે ખાસ કરીને રેજ થાય છે કે જ્યારે શરીરના જમણા અંગ તરફ વિજાતીય દ્રવ્યનો સંચય જામ્યો ય. યકૃત અથવા લીવરની અંદર પિત્ત નામનો એક પદાર્થ તૈયાર થાય છે, અને પિત્તાશય gall-bladder) માં એકઠો થઇ પછી નાનાં આંતરડાં હોજરી સાથે જોડાય છે તે ગમાં આવીને યોગ્ય સમયે રેડાય છે, જેથી પચનક્રિયામાં સહાયતા મળે છે એટલુંજ કે પણ ખોરાક કોહી જતો અટકે છે. જ્યારે જ્યારે શરીરની જમણી બાજુએ મળસંચય ને યકૃતમાં પિત્ત બનવાની ક્રિયામાં અંતરાય નડે છે ત્યારે ત્યારે તદ્દન જુદાજ જત્થામાં સેવો શરીરમાંથી નિકળવા લાગે છે, પરંતુ જો ડાબી બાજુએ મળસંચય હોય છે તો બનતું નથી. મળ સંચયના સ્થાન કે સ્વરૂપના ભેદે કરીને પિત્તાશ્મરિ (પિત્તની પથરી), ળું બહુ કઠણ બની જવું, ઇત્યાદિ રોગો થાય છે. આવા બધા દરદીઓને જુજ, ઘણી-ઓછું, ગંધાતા પરસેવાનું, અને ખાસ કરીને પગનાં તળીયાં હમેશાં પરસેવાથી ભીનાં રહેવું, દરદ હોય છે. શરીરની બહાર નીકળી જવાને બદલે લોહી સાથે શરીરમાં બધે આવા પિત્તમાંથી પાણીનો ભાગ ઉડી જવાથી, તેમાં વિકારી ફેરફાર કે કહોવાણ ી, અથવા તો તે વિચ્છિન્ન થઈ જવાથી ચામડીનો રંગ સ્પષ્ટ રીતે દેખાઈ આવે તેવી

કાળાશ પકડે છે, જેને "યકૃતના ડાઘા" ( Liver-spots ) કહેવામાં આવે છે, ... યોગ્ય ઉપાયના અભાવે આગળ જતાં તેમાંથી પિત્ત પાન્ડુનો ગંભીર વ્યાધિ પેદા થાય ... જળોપચાર વડે આ દરદો પણ બહુ આશ્ચર્યકારક ત્વરાથી મટી જાય છે એવો ડૉક... પોતાનો અનુભવ પ્રકટ કરે છે. અને તેવી રીતે સાજા થનારા દરદીઓના આભારદર્શક પત્રો પણ તેમણે પોતાના પુસ્તકને છેડે છાપેલા છે.

**પગે ખૂબ પરસેવો વળવો.**—ઉપરના વિવેચન ઉપરથી જોઇ શકાશે કે યકૃ... બિગાડને લીધેજ આ હરકત ઉભી થાય છે. આ કારણથી શરીરની જમણી બાજુએ ... સંચય થવા લાગે ત્યારથી, એટલે વર્ષો અગાઉથી, પગનો પરસેવો તે વાતની આગાહી ચેતવણી આપણને આપે છે. પરંતુ જ્યારે યકૃત અને પિત્તાશયનાં દરદો જ્યારે બહુજ વ... જાય ત્યારે પરસેવો નિકળવો ઘણું કરી બંધ પડે છે. આમ બન્યા પછી મક્કમપણે દરદ... તબીયત બગડી જાય છે, કારણ કે દુર્ગંધ મારતો, કોહતો મલીન પ્રસ્વેદ શરીરની અંદર ભરાઈ રહીને બીજા વધારે ખરાબ રોગો, જેવા કે દુખવા, ખરજવાં, પાઠાં, વિદ્રધી ઇત્યા... જન્મ આપે છે, જેને મટાડવાનું કામ વધારે મુશ્કેલ અને વધારે વખત લેનારૂં નિવ... છે. ક્રોમીક એસીડ જેવી દવાઓ વડે પગે થતા અતિ પ્રસ્વેદને જોરથી દબાવી દેવ... પરિણામે દરદીજ તંદુરસ્તીને ઘણી હાનિ પહોંચે છે. પરંતુ સાધારણ રીતે દવાના ઉપાયે થતી આવી હાનિ બહુ કાળ સુધી, કહો કે વર્ષો સુધી પણ કદાચ જોવામાં આવતી ન... પરંતુ છેવટે કોઇ બહુંજ ગંભીર વ્યાધિ રૂપે તે અવશ્ય પ્રકટ થાય છે, એક બહુ મો... શહેરની સૌથી મુખ્ય અને મોટી ગટરના મુખ આગળ ઘણી દુર્ગંધ મારતી હોય તે... ગટરનું મ્હોં સુદ્દલજ બંધ કરી દેવું એ જેટલું મૂર્ખાઇ ભરેલું છે તેટલુંજ દવાઓ વડે પગ... પરસેવો બંધ કરવાનું કામ અવિચારી છે. ખરી વાત છે કે આમ કરવાથી ગટરના ... આગળની દુર્ગંધ અને હરકત દૂર થઇ જાય છે, પરંતુ તેજ વખતે શહેરમાં જ્યાં મહામારીઓને જન્મ આપનારી દુર્ગંધ અને ગંદકી ભરાઇ રહીને શહેરનું એકંદર ... અત્યંત બગાડે છે. શરીરની બાબતમાં પણ તેમજ સમજવું.

આવાં ગંભીર પરિણામથી અજ્ઞાન હોવાને લીધે, અને દવાના હિમાયતી ડૉક્ટ... મતથી દોરવાઇ જઇને ઘણા દેશની સરકારો પોતાના સોલ્જરોને પગે થતો પરસેવો ... ડવા માટે ક્રોમીક અને સેલીસીલીક એસીડ જેવી દવાઓ વાપરતા રહેવાની ભલામણ ... છે. તેથી ડૉક્ટર કુહને આવા વર્તનથી થતાં નુકશાનો વિષે ગંભીર ચેતવણી સર્વેને ... છે. કુહનેનાં બતાવેલાં વિવિધ સ્નાનો લેવાથી શરીરમાંથી મલિન પદાર્થો નિકળી જઇ પગ તથા હથેળીના ગંધાતા પરસેવાનું કારણ દૂર થવાથી તે હરકતો મટી જાય છે.

**કક્ષા અથવા કુખવા અને ત્વચાનાં અન્ય દરદો.**—બહુ વારે ઘડીએ થઈ આ... આ દરદોનો બહારનો દેખાવ કે સ્થાન ગમે તેટલાં જુદાં જણાતાં હોય તોપણ તે સર્વેનું કારણ અગાઉ જણાવ્યા પ્રમાણે એકજ હોય છે. ડૉક્ટર કુહને કહે છે કે મેં આવાં દર... વાળા અસંખ્ય દરદીઓને જળોપચારના એક સરખા ઉપાયોથીજ સાજા કર્યા છે, અને ... રીતે અગાઉ કહેલી વાતને વધારેની સાબીતી મળે છે કે પગ, હાથ, કે શરીરના પરસે... દબાવી દેનારી દવાઓનો ઉપયોગ કરવાથી ચામડીનાં વધારે ગંભીર દરદો પેદા થાય છે. ... કારણથી આવાં દરદો તે બીજાં સાદાં દરદોનાં જુનાં સ્વરૂપો હોવાનું સાબીત થાય છે, તેથી તેમને ખરેખર નિર્મૂળ કરવા માટે કુહનેના ઉપચારો ખૂબ ખંતથી અને ધીર... વધારે લાંબો વખત બરાબર કરવાની જરૂર પડે છે.